# સુડા બ્હોતેરીની વાર્તા.



છપાવી પ્રસિદ્ધ કરનાર:-હાજી મહમુદ એન્ડ મહમદભાઈ.
ટાવરરોડ, અલાયાની વાડી સામે—સુરત.

કીમત આઠ આના.

# ૪ શુડા બ્હોતેરી.

## વારતા ૧ લી.

- ॥ સરસ્વતીની પ્રાર્થના ॥ (દોહરા) શ્રી મુખ સેવું શારદા, બ્રહ્મસુતા બ્રહ્મ રૂપ; બ્રહ્મ વિદ્યા બ્રહ્મ વાદિની, બ્રહ્મ ખોળતા ભુપ ૧ દંડ કમંડળ ધારણી, વીણા પુસ્તક પાણ, જેને તુષ્ટિ સારદા વદને અમૃત વાણ ૨ પામરને પંડિત કરે, વિશ્વ માંહી વિખ્યાત; કિંકર મુખ કવિતા કરે, તે તુજ સારદા માત ૩ જયદેવ તેં કીધો કવિ, કીધો કાળિદાસ; મારાં મનના તેં કર્યો. એ ॥ વાણી વિલાસ, ૪ (છપ્પા) મારકુંડને માત, ત્રોહો પોકારે તુંહી ચંડી પુરા ચેલાખ; વિદ્યા અમૃત ઘન વુઠી; શુકદેવ વેદ વ્યાસ, પુરાણ અષ્ટાદશ ભાખ્યાં, બ્રહ્માને તુંહી ભાવ, વેદ વ્યાકરણ મુળ શિખ્યા; એવા લક્ષો કે કોટીધા, કવી કહેવાણા મહાપતિ, સુખસાગર સામળ ભણે, કૃપા કરી માહા સરસ્વતી ૫ મંત્ર જંત્રને તંત્ર ષટ ઉપાસન આદે; કથા કિર્તન કવિત વર્તે વિવેકથી વાદે, અડસઠ તિર્થ અનેક, મહા પુન્યસ્થળ મહીમા; બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર તત્વ ત્રિલોકી શીમા. એ સરવેને ઓળખાવીયા કૃપાથી કહેવાયા કવિ; સરસ્વતી મોટાં છે સરવથા, ચૌદ વિદ્યા દે નિત નવી. ૬ (દોહરા) કંઇક કોટી કૈંક લક્ષધા, કઇ થયા કે થાય; તિતનો શેવક સ્વામળો, કીધો પંડીત રાય. પ્રીતે સારદા પરણમું, હંસ વાહની હેજ. વેણા પુસ્તક ધારણી. તરૂણી વધુ તેજ. ૮ કવિતાનો શો આશરો, સારદા કેરૂં શરણ. મહિમા મહા માયા તણો. વાણુ વદ જય તરણ. જેને તુઠી સારદા, નેક રહી શ્રી તુન્ય;

કવિ કહેવાએ કલ્પતરૂ, પ્રથમે પ્રેહ્યાં પુન્ય. ॥ ગણપતિની પ્રાર્થના ॥ (દોહરા) દુંદાળો દુઃખભંજનો, ગુણનાથી ગુણ ગંભીર; ઇશ્વરથી તત્પર હવો, મર્મ ધુરંધર ધીર. સિંદુર અંગે શોભીતુ, મોદક અમૃત અહાર, ગજ વદનો ગરવો ઘણો, દેવ વડો દાતાર ૧૨ (છપો) સિધ્ધિ બુદ્ધિ છે નાર, લક્ષ લાભ એ પુત્ર; શિવ સરખો શીવ તાત, ચીંતામણી ઘર સુત્ર. આધ શક્તિ ઉપાય. માહા માયા છે માડી. ક્ષેત કલ્યાણ જામાત્ર, ખાણ રત્નોની ખાડી, બ્રહ્મ વિષ્ણું ત્વી રૂદ્રથી પ્રથમ પુજા ગણપતિ તણી, સામળ કહે સેવો સહું, સુખ સાગર શોભા ઘણી. ૧૩ ॥ કૃષ્ણની પ્રાર્થના ॥ (દોહરા) કૃષ્ણ કૃપા કરૂણા-નીધી: દેવકી નંદનદેવ વિશ્વપતિ વસુદેવ સુત. સુર મનકદિ શેવ. ૧૪ (છપા) ગીરધર ગોકુળચંદ. મથુરાપતિ મોટમ મહિમા, પાંડવના પ્રતિપાળ સુખ સાગરની સીમા; પચાળીનાં ચીર, પુર્યા નવસેં નવાણું નરશીયને હાર, દીધો ખાનામાં ગાણું. એ નંદ જસોદા નંદને, રમતાં શોક સહુનો સમ્યો, કવિ શામળ સમરે કૃષ્ણને, ભરવાડ ભેળો રમ્યો જરાસંધનું જોર, દર્પ હારયો દેખતાં શીશુપાળનુ છેદુ શીશ, પુર બાંધે દેખતાં; ભરવાડનું ખાધુ ભાત. જાત કે ભાત ન જોઇ, રમિયો વ્રજમાં રાસ. માગ્યું ત્યાં રોઇ રોઇ. કંસ કસ હેતે હણ્યો, પુતનાને પાર કરી, શેવે શામળ શ્રીકૃષ્ણને, શોળ સહસ્ર જેને વરી. ૧૬ ॥ રામચંદ્રની પ્રાર્થના ॥ (દોહરા) રાજીવ લોચન રામજી, મુક્તિ દાતા મુળ; કોટી કોટી પાતીક મટે, ટળે સંકટને શુળ રામ તુઠે રસનાવડે વળી જે વારંવાર; એથી અન્ય બીજો નહી મુક્તિ તણો દાતાર, તારણ ત્રીલોકમાં, તારક મંત્ર કહેવાય; જમને ક્ષીર યમ દેખને, જરૂર વઇકુંઠ જાય ૧૮ (છપો) સીતાપતિ શ્રીરામ, નૃપ દશરથનો નંદન; ભક્તવત્સલ તે ભુપ, વિશ્વ સહુનો તે વંદન. કૌશલ્યા

કુળ દીપ, લક્ષ્મણ લઘુ બંધવ લાયક, વરણુ ઊચરે વેદ. નિગમ આગમનો નાયક; એક બાણે મારી તાડીક રાવણ રણમાં રોળીયો, અતળિબળ ઇંદ્રજીતને ચાંચડવત જેણે ચોળીયો. કોટી બ્રહ્માંનો નાથ સુત તણો એ સત્ય; સતકોટી રામાયણ, તેમાં અક્ષર બે તત્ત્વ; કોટી જનમના પાપ, બેજ અક્ષરથી બળશે, લખ ચોર્યાશી ખાણ. જન્મ મરણ દુઃખ ટળશે રામ નામ વિના મુક્તિ નહિ. વેદ પુરાણ વાંચજો સુખ સાગર શામળ ભણે. સત્ય ગણીને વાંચજો. ૨૧ (દોહરા) જપ તપ સંધ્યા ધરમ નીમ પધતી પુજા કોડ; તત્વ કામ ત્રીલોક, કહે કવી કરજોડ. ૨૨ ॥ અન્નપુરણાની પ્રાર્થના ॥ (દોહરા) આધશક્તિ અન્નપુર્ણા, જગતતણી આધાર. અષ્ટસિદ્ધિ નવનિધિ. દેવી તું દાતાર. ૨૩ (છપા) અને જગત આધાર અને દધવત એ મોટું; અન વણ ન રહે જીવ અન વણ સરવે ખોટું. દેવ દાનવ રંક રાય, સરવે જીવે સઉ અનને જોર અન વણ ઉપાસણ. સરવ અંધાર ઘોર, પાલણ પોષણ પૃથ્વી વિશે, કરતા નામ કુત કુરતા; સામળ કહે એવો સહુ આધશક્તિ અનપુરણા. ૨૪ સીતા રામ તે એક એ શ્રીરાધા કૃષ્ણ, એ ઉમાયાને ઇશ મહિને કીધું પ્રસન, એ રોહિણી એ ચંદ્રએ બ્રહ્મા સાવિત્રી; મંત્રજંત્ર અને તંત્ર, એ ગુણનાથી ગાયત્રી અનપુરણા સહુની ઇષ્ટ છે, બુદ્ધિવંતા જન બુજશે શામળ કહે અન આધારથી સરવે વિદ્યા સુજશે ૨૫ અનપુરણા વડી માત, જગત જીવાડણ જાણી; અન્ન વિના સઉ સુન્ય પ્રથમ જીવે નહિ પ્રાણી; અન્ન વણ સુખ અલ્પ, અન્ન વણ ચરણુ ન ચાલે; ભાવે નહી અન ભક્તિ અન્નવરણ મોજ થી માલે; અન્ન વિના ઇશ્વર ગ્હાનો નહી ગ્યાન તાન ગુણ નવ ગમે શામળ સેવો અન્નપુરણા સકળ દુઃખ એથી સમે આ વારતા રચવાનું કારણ (દોહરા) કવી કહે શુડા બહોતેરી, જાણી મન ઉલ્લાસ પરાક્રમ પુરુષ પ્રકૃતી તણાં સિદ્ધ

ઉમીયા સંવાદ. ૨૭ ચાતુર નર ચઢ્યા દેશમાં, ચતુર શિરોમણી ચાલ અની ચરીત્ર શોભા ઘણી, ખરી વાતનો ખ્યાલ ૨૮ શામળ કહે સંક્ષેપમાં, કવિતા કેરા કામ અતિશ લક્ષણ સુઝસે, હું શાને મન હામ ૨૯ એમા અર્થ છે અવનવા ગુરૂવો છે એમ ગ્રંથ, નિચ જન તો નિંદા કરે પુરાણ પરાક્રમ પંથ ૩૦ ગુણવંત ગવરી તણું દુધ તત્ત્વજ આપે તરત, કો દુધ દહીંકો તત લે, કો માખણ કો ગૃત. ૩૧ મુર્ખ મુઢ મમતા કરે ગુણ હિણા લે ગર્વ પંડિત જનને પ્રિય છે, નીંદક જનને ગર્વ. ૩૨ ગુર્જર દેશ ગરવો ઘણો; અમદાવાદ અનુપ, સાગર શિરોમણી, બ્રહ્માજી શિવ જ્યાં સુપ. ૩૩ પુડગ પ્રૌઢ પદ્દગણા, અધીક એકથી એ; વર્ણ અઢાર વાસો વસે, વાડ વિપ્ર વિવેક ૩૪ આતર પ્રગણામાં મણી. શુભ શિરોમણી ગામ વિશ્વનાથ વિરેશ્વરો, નવે ખંડમાં નામ. ૩૫ પ્રગટ એનાં પારખા. મહા મોટમ પદ મેર, ચોખાનો લાડુ ચડે સવા બે મણનો શેર ૩૬ વાંઝ બંધાવે પારણાં અષ્ટસિદ્ધ આપણ હાર; વરદાતા વિરેશ્વરો, નોધારાં આધાર ૩૭ (છપા) વિરેશ્વર મહાદેવ, પવિત્ર મન પુરણ પરખો; ભકિત મુકિત દાતા. સુર ચિંતામણી સરખો. અષ્ટ સિદ્ધ નવનિધ, એક પળમાં એ આપે; કૈલાસ વશ કિરતાર. તેહ થાપ થાવર થાપે. જંજાળ મટે જનમ મરણની લક્ષ ચોરાશી ફેરા ટળે શામળ કહે શિવ પુજતાં, સુખ સાગર નકિમાં ગળે. ૩૮ (દોહરો) કુળ શુધે કણબી વિશે. કાળજી કુળ શુભ કામ, વાસણ વિશે અ સપત, નરપતિ જેવા નામ ૩૯ માનજી સુત મોટમ પદે, રખીદાસ નિધ ૩૫, નવાણુ કીધાં નિરમળાં, ભોજ સમોવડ ભુપ, પાળીયાં લાડ પ્રજા તણાં પ્રજા ઉપર પ્રીત; સદાવરત શોભાવીયાં, રામ રાજયની રીત. રખીયલ જ્યાં રક્ષા કરે, દુનિયામાં નમી દુઃખ, પૃથ્વી હરી પરાવતે, ભિક્ષુક ભાગી ભુખ.

પુન્યવંત પરીવાર સહુ. ભડભાતક ભત્રિજ, સુખ સાગર શોભિત, રાજ પુન્યનાં બીજ. પંડીત જનનું પારખુ કરિયાં પુરણ કોડ, માગણ મોજ દેયશે. હાકી જીતે હોડ પાંચે પુત્ર પરાક્રમી અધિક એકથી એક ભત્રિજ સો ભૂપતિ સમા. ન્યાવટ શાવટ નેક. શ્યામજી પીર સલક્ષણો ઘણું બુધ્ધિ ઘર સુત્ર વડવ્રત વેણી સરખો, પારથી રણછોડ પુત્ર રખીયલ વડા ગજેશ્વરી, પંચ પુત્ર પરતાપ; જસવંત ઝવેરીજ જાણવો, અધિક પ્રાક્રમી આપ, સદાવરતની સાખ ઘેર. અન્નદાન અપાય, સભા મળે પંડિતની પુરણ કથા કહેવાય. હરી ભક્ત હરીજન સહુ. શુભ ગુણનિધિ ગંગેવ, લક્ષ્મીવર પુજે લખુ તરતિમ સહુની ટેવ ગુણીજન આવે ગામમાં. શાસ્ત્ર વાત સુજાણ આશીષ દે તે અતિ ઘણી, કહે કુશળ કલ્યાણ. રખિયલ સુત ગજેશ્વરી, શ્રી પુજે સાંજ સવેર, એક સમે સભા ભરી બેઠા જશવત ઝવેર. સાખી સમસ્યા સોરઠા, કહે વખાણી વાત બાર ચારણ બ્રાહ્મણ સહુ પુન્ય-કાળ પ્રભાત, કિરતી તેણે સાભળી, શામળ લક્ષ કવિરાજ. શ્રીગોડ માળવી પ્રિય સુભ વક્ષ કોટીધા લાજ. કવિ તેડયા કોડે હરી સાંભળજો શુભ જ્ઞાત વાસી વેગનપુર તણો ગુણ જાણે ગુજરાત શામળ આવ્યો સુજમાં સકળ શાસ્ત્રમાં સુત્ર શોભિત સાથ સુલક્ષણો પુરસોતમ લેઈ પુત્ર, માન દીધાં માનસા સુધે અતિ આણી આલ્હાદ સભા મધ્યે શામળ ભટે દીધો આશિરવાદ (છપ્પો) તમ ઘેર ત્રીજે વાર પ્રમથ વાર નિત પુજે ચતુર જયમ ચોથો વાર સત વાને સુખ સુઓ. પ્રસન્ન પાંચમો વાર. વિમળ જશ વિદ્યા વાંધો છઠ્ઠાવારની છત શોભા શતરના સાધો, સાતમો વાર સંકટ હરો અધિપતિ ડાહ્યા હંસને આશીરવાદ કરવી કહે મનજી વાસણ વંશને પાળ (દોહરા) ઉઠયા સહુ આદર કરી, સકળ સભા સમેત પ્રદક્ષણા દેઇ

પ્રથમે નમ્યા કષ્ટે આણી હેત, બને પધાર્યા શ્રમજી બાલપણુ કેરા ધૂપ બ્યાસ વળી શુકદેવજી, રિખીવંતા છે રૂપ, પુરૂષોતમ પુત્ર પવિત્ર નર, નિરમળ રૂડુ નામ પુરણ પુન્ય પ્રગટ થયું ગુણવંત થયું નિજ ગામ, કરજોડીને પુછીએ, કરીએ વિનંતી કહેણ; નઉતમ ગ્રંથ નીતિ કહો વિવિદ્દ વિબાણી વેણ ગ્રંથ કથો રખીદાસને, સિંહાસન બત્રીશ, નવેખંડ નામે રચો, પ્રસન્ન છે ઉમિયા ઇશ. રામ ચરિત્ર રૂડે વરણવ્યા, વરણુબ્યો રેવા ખંડ ગંગા કેરા ગુણ ઘણા, ટાળા છે જમ દંડ; નઉતમ ગ્રંથ નવા કથા ચતુરાઇ તણો ઉપદેશ, પંચ પ્રમાણ પંડીત કરે હારદથી હમેશ, સંસ્કૃતથી પ્રાકૃત કથો ખટરસ ભાષા ખ્યાલ, અઢાર પુરણથી અધીપતિ મહિપત જેનાં માલ હોય સંસ્કૃતમાં, કરે તેહ કવિત. ગુરજર ભાષા ગુણ ઘણો. ચાતુર રીઝે ચિત. શાબાશ રાપુત સુલક્ષણું. શાબાશ સહોદર સાથ, શાબાશ પિતુ પરીયા પિતર, શાબાશી ક્રમણે હાથ. પુરૂષોતમ ત્યાં પ્રીતથી, દીધો આશીરવાદ, ગ્રંથ કર્યો શામળભટે. આણીને આહ્લાદ. (છપ્પા) હંસવાહની કલ્યાણ મેઢક વહની સુખ સીમા, મૃગ વાહન દે માન, કીર વાહન કર્યા ગામો શારદુલ વાહની જેહ, નેહ ઘણો શીર નામો, ઉંદર અશ્વને ઉભગો ગરૂડ વૃષભ છે જેહને, કલ્યાણ કોડ કૃપા કરે, શામળ કહે આશિષ એહને. ૬૪ (દોહરો) શુક બોદ્દાનેર શિરોમણી, ચતુરનો ચિત્ત ચાલ, મોહોટા માણસ મહિપતી, માને તેમાં માલ. ઉનરનો પ્રીતિ ઉતર, બાર તણો વિચાર, ગુણ અવગુણ આહક ઘણા, પડિત કરે વિચાર. ભાગ્યાનું સાજું કરે, કલંક, કથીરનું કંચન કરે, વાળે આડો આંક, શાહ નરને તસ્કર કરે, તસ્કરને કરે શાહ, જળને સ્થાનક સ્થળ કરે, રંકને કરે રાય, ઓલવી નાખે અગની તે, વાળી નાખે વહેર; એક વચને અમૃત કરે, જો હોય શાકુ ઝેર, વાહ

વીદ્યાથી ચોપણી, વિજાર વિવેક પંડીત જન એ પારખે ન્યાયવશ સહાવટ નેક (ચોપાઇ) પુર્વ દિશા પુરંદર ગામ, નૃપસિંહ રાજાનું નામ, રામરાજી સરીખું રાજ, અસત્ય અન્યાય તનથી તાજ, હરીચંદ્ર સરખો હરીજન, કુડ કપટ નવ માને મન. વરણ અઢાર વસે છે વાસ. તેજપુંજ પુરણ પ્રકાશ, લક્ષપતી લક્ષ્મી ત્યાં વસે, ધરમ મારગ ઉપર ધસે; વિશાશ્રીમાળી વાણીઓ, જૈનધર્મ જુગતે જાણીઓ, શ્રીમંત માંહે તે સીરદાર, દિસે મોટે દાખ્યો દાતાર, મહાલક્ષ્મી દીઠે મન ઠરે, વ્યાપાર વહાણવટીનો કરે. સમરથ તેના ઘરમાં . ઘણી લક્ષ કરોડો કેરો ધણી; અપુત્રવત અનમળ ધન્ય, જશવંતો જાણીતો જન પાંસઠ વરસ થયાં તરત, માન્યની તેની પામી મૃત, વૃદ્ધપણે બાંધ્યું ઘરસૂત્ર, પેટ નહી પોતને પુત્ર (છપ્પો) પુત્ર વિના દે દોષ, પુત્ર વણ જીવત ખોટું; પુત્ર વિના પરીવાર, વિશ્વમાંહે નવ વાધે; પુત્ર વિના સંસાર શ્રાદ્ધ ગયા કુણ શાધે; અરથ ગર્થ કુણ ભોગવે, ઘણું દ્રવ્ય પણ ગાજ્યો; આળ અવતાર બાળક વિના, વિશ્વ કહે સૌ વાંઝીઓ (દોહરો) વિચાર કર્યો વહેપારીએ, પરણી પામી ઘરસૂત્ર; વેલો વંશ વાધે નહિ. પ્રગટે ક્યાંથી પુત્ર. (ચોપાઇ) નારય વિના નર રંક, દામણો દિશે દેહે; નારય વિના નર રંક, અદરથ ગુણહીણો ગેહે; નારય વિના નર રંક, ધન્ય નવ ધીરે કોઇ, નારય વિના નર રંક, જગત જન નિંદે જોઇ; નાર વિના નિરબળપણું, ભોગ કહો શા ભોગવે; અદ્ભુત અવગુણ ભારી ભરયા. જોખમ જાજુ જોખવે, નારય તે નરનું અંગ, સુખેથી ઇચ્છે સેવા, પુન્યમાં થાય વિભાગ, લાભ પક્ષ રૂડુ લેવા; બીયા હોય સંતાન, ધરમ બુદ્ધિને ધારે, પ્રગટે પુત્ર સુપુત્ર, કૂળ ઇકોતેર તારે, શુદ્ધ કુળની રામા મળે, સ્વામીને સુખ સતી, એમ વિચાર્યું શેઠીએ, મન મધે ધારી મતી. પરણવા ઉપર

પ્રીત, થઇ તે જનને પુરી; કોને પુરી નવ થાય, સહુને રહે અધુરી; આશા નીર અથાત. વીષ તે મધે ખુડયું; આશા રાયને રંક; કરપી કાયર ને કુંઠ, સુરપુર પંડિત સહુ, ભણ્યાગણ્યા ભુલા ભમ્યા. આશા રૂપી અરણવ જળે; શામળ કહે તેમાં ગમ્યા, ગળે અધીકું અંગ ગળે નાશીકા રે નેણ, ગળે મુંડ ને તુડ, વીપરીત બોલાએ વેણ. અસ્ત રૂધીર ને માસ. સકી નવ્ય ચાલે ચરણે, ધાતુ સરરનો ધ્વંસ, સુણે ની કંઠીન શ્રવણે, ઇંદ્રી બાંધી અડવડે, આહાર નિંદ્રા ઉંચટે ગઈ, શામળ કહે ત્રષ્ણા ત્રશા, તોય માયા જીતી નહી. (દેહરા) શાદાપત પરણ્યા સુંદરી. જુવતી જોબન વેશ, પદમની સરખા પ્રેમદા, રૂપી આંઠિ દેશ બુદ્ધ નિધાન વરસ બારના બહુ કળા બહુરૂપ, બહુ પરાક્રમ ચાતુરી ભામ્યની બારે ભુપ, હામ હામ મ્રગ લોચની, સીહલંકી સુલ્ક્ષણ; મતી મંદ કરી કેશરી, સમુદ્રિક શોધાણ. પંચ લઘુ પંચ દીરઘ છે, પંચ રાતડાં પુર પચ ઉનત પંચ પાતળા નારીના બહુ નુર કેશ સમાગરૂ કંદ્રપી માગ સમારણ મુલ્ય. વદન પંકજ વરણાગી ત્રિલોતમાને તુલ્ય. નયન ચપળ મહા માનવત કરણપ્રીવ તે કેહણ, અમ્રત રસ વ્રત ભરે, વદને અમૃત વેણ, અધર પર વાળે દાડીમ દંત, ચિબુક વારૂ ચહેન શુક ચચુવત શોભીતી, નાસા ઉજ્જળ એન. ગ્રીવા પોતે કપોત વત, કેળ પત્ર વત પૃષ, ઉદર પાપણ પાનવત, શોભા વખાણે શ્રેષ્ઠ પયોધર પદમ આકાર વત, અમ્રતફળ રાધ રંગ, કમખાબુ કટારીયો, શોભીત શામા સંગ, ગંડસ્થળ કટિ કેશરી, જંધા ચુમ રીધ રબ, કર ગજ સુંઢ સરીખડા. અંબળામાં બહુ જ્વભ પાવક વત પગ પાનીઆ. રૂડી રાતી ચોળ. સોળ કળા સંપુરણ તે તરૂણી રૂપ અનોલ. જોખ કરે તે નરપતી તે વેળા આવે તરત. નીરધન નીરમાલ્ય જે બાપડા મનોરથ તેના મરત. જરવડે જુવતી જડી. જરનું જોને જોર. ઘરડા પણ ગડિ ગરથ છે. કળાવત જેમ મોર

(છપ્પો) જર ત્યાં જોબન રૂપ. ભુખ વશ જરન જોરે. જર ત્યાં સઘળો ઞેખ ટેક તરતીબવત તોળે. જર તે ઉચ્ચ અમીર. જર તે વિદ્યા ભણીયો. જર તે રૂપ સ્વરૂપ. જર ગુણ સઘળા ગણિયો. જરને સંગે પક્ષ વસે. જર જારથી દુઃખ જશે. શામળ કહે જોર જર તણું તેનાં કાજ સઘળાં થશે.

(ચોપાઇ) શાહપતિ પરણ્યો તે સતિ તેનું નામ તો પરભાવતી નરનારીને ઉત્તમ નેહ પ્રીતી જેમ બપઇયા મેહ. નરખી હરખે નરને નાર વરસે અમૃત વારંવાર અળગાં નવ રહે એક ઘડી બાંધી પ્રીત અન્યોઅન્ય અડી કંથ કામની કરે કલ્લોલ શુભ વરસ સામતો સોળ એક દીવસ એક કઉતક હોય તેને ટળી શકે નહી કોય. પાંચાશા પરચમતી પાશ વીજયસાહને રહેતો વાસ ગરથવંતો તે ગુણીયલ ઘણો આડતીયો દીપાશા તણો માણે વેહેપાર અક્કલ મોટીએ કાંઇક વાંધો પડયો કોડીએ વીમો લુટાણો વાટમાં નાઠા ભખગના ઘાટમાં વાણોતરે લખ્યો એક લેખ એ વાતે કાંઇ નહી મીન મેખ કાણું જે અતરે આવજો હાથ અક્ષર એના લાવજો પાંચો બોલે જુઠા બોલ ઉતરશે આપણનું તોલ એની પાસે લેણું તે સઘળું લેઇશું નહી આવે અકારજ જશે માથે કરજ સાચું થશે જુઠું બોલી મુકરી જાય છે લેણાનું દેણું થાય છે. આવતાં રખે લગાડો વાર ઘટશે વેપારીમાં કાર. જુઠા આપણને કહેશે લોક કરવા બેઠા લેણું ફોક. એ કાગળ શેઠે વાંચીઓ. સાચે દીલ પોતે સાચીયો જઇએ નહી તો થાએ જાન, રામા પેર છે રાંધ્યું ધાન કોને સોંપી થઇએ નિશંક કદાપી કાંઇ ચડે કલંક નારીને સોંપે વણસે નારી એવી શેઠે વાત વિચારી પરપુરૂષનો મેળો કરે અંત પાસે જઇ અગ્ની

ધરે ઉચા નીચ દેખાડે દામ કરે એક વ્યભીચારી કામ પુરૂષને સોંપે પરઠે પાપ વણસે નારી આપોઆપ ગમે એવો સતવાદી હોય કામજીત નવ વસે કોય અગ્નીથી ઉકળશે ઘ્રત નરથી નારી વણસે તરત ગરથવાળી હોયે ગોરડા કામતણી બુદ્ધિહીણ બોરડી વાટે જાતાં તો મને થાય રંક રાય સહુ વીણી ખાય મોટાની કોણ વાતો કરે મોટાના કોણ હારદ હરે મોટાના છે કોની લાજ મોટાને ઘેર મોટાં કાજ એમ વીચારી આપો આપ શેઠે માંડયો પશ્ચાતાપ. ૧૧૧ છપ્પો સીતા સરખાં શુભરૂપ રાવણ રણમાં રોળાવ્યો ઈંદ્રજીત કુંભકર્ણ ચાંચડસ્ડ તે ચેળાવ્યો દ્રોપદી સરખી નાર સતી પણ સરવે ચાપ્યું અઢારક્ષોણી સૈન્ય કુળ કૌવરનું કાપ્યું મહા માયારૂપ એ માન્યની એકલી મુકે અનરથ થશે વિચર કર્યો મન વાણીએ વૃદ્ધપણે હાંશી થશે (દોહરો) વાણોતરનો છે વડા પડીત પેઢી પરધાન સાચવે સઘળી વસ્તુને જુવતી ધીર્યથી જ્યાંન છપ્પો ઈંદ્ર સરખો અધિપત્ય ઘેર રાણી ઈંદ્રાણી અહલ્યા સાથે સંગ કરતાં ભ્રાંતી નવ આણી ચાતુર જે ચંદ્ર રામા ઘેર રોહણી સરખી તેણે તારા એક વાર નેહ કરીને નિરખી પાપ પુન્ય પ્રીછયો નહી ગુરૂપત્ની પોતાતણી ક્ષીણ દેહ શ્રપે થયો નક્ષત્ર મંડળમાં જે જે મણી એનાથી લક્ષ કોડ ગોર અંધારે ગળીયા કશ્યપાત્યચટ સન ભ્રાત, એક ચીતામાં બળીયા શ્રી કૃષ્ણ સરીખા દેવ કુડાં કુબજાને શેવી માયાવીરૂપ મોહજાળ; જગતમાં જાણો એવી ભામનીએ સહુ બોળવ્યા દેવ ગાંધર્વ ને દાનવી શામળ કહે જીત્યા જુવતીએ કુણ માત્ર એ માનવી ચોપાઈ વણજ સોંપ્યો વાણોતર હાથ શામદ રૂડા લીધા સાથ બેડી દેડી વારૂ વાથીઓ સેવા કાજ સોંપી દાથીઓ જુવતીને કહે જાણું અમો માપ તમારૂં રાખો તમો દિલડામાં ડહાપણ દાખજો પરીયાનું પાણી રાખજો આપેણી

વધારો લાજ કરજો આપણુ કુળનાં કાજ આઠ માસે અમો આવશું લાખીણી વસ્તુ લાવશું ઉમદા રત્નતણાં અબાર હીરાને મોતીના હાર તે સરવે આવશે તમારે કાજ રામા તું ભોગવજે રાજ (દોહરો) પવીત્ર પક્ષી બે બારણે બાંધ્યાં બુદ્ધિ નીધાન બત્રીશ લક્ષણ આગળા ભારે રાખે ભાન કળા બુજે તે બોતરી ચોરાસી આસન ચેત રામ વિરણું મને રામણી હરી કથાપર હેત, જનાવર ડાહ્યાં જાણીયાં વણિકે કર્યો વિચાર એથી અનરથ થશે નહિ, નિસ્ચે સોંપુ નાર, સાંભળ મેના માનની, ડહાપણ તારૂં દાખ્ય; પરદેશ જઇ આવું અમો. રામાને સ્થીર રાખ્ય નીસરવા ના દેઇશ નારને મંદીર મુકી પર મહેલ; થોડામાં કહ્યું છે ઘણું સંક્ષેપ રીતથી સહેલ સમજાવી શેઠે સારીકા છાની ગુહયે ગુણ, પરાક્રમ જોઇશું તાહરૂં, શામા તારી સુઝ, મેના કહે માનવની, નીસરવા નહીં દેઉં. સત્ય વચન શેઠે કહ્યાં શીર ચડાવી લેઉ શાબાશ કહીને શેઠજી, પ્રિતે પોપટ પાસ, આવીને ઉભા રહ્યાં વદે વાણી વિલાસ. પોપટ પાસે આવીઓ નારી કેરા નાથ પવિત્ર છો પક્ષી તમો, હેતે ફેરવ્યો હાથ, સાંભળ શુક સોહામણા, સોંપુ છું એક કામ, અમો જાઉં પરદેશમાં, સાચવજો આ ઠામ, શેઠાણી ઘર એકલા શું કહું વારંવાર. નીસરવા દેશો નહી. ઘર મુકીને બહાર, પરણી છે મેં પ્રેમદા જુવંતિ જોબન વેશ તરણી તાહરે આસરે પરઠુ છું પરદેશ. શામદામ ભેદે કરી, વિનતા રાખજે વાસ, કલંક તે વાધે કુળમાં, તો તુજને શાબાશ શુક કહે સુણ શેઠજી, વૃદ્ધ તમારો વાન, શાસ્ત્ર મધેથી સાંભળ્યાં, તે કૃત ધરજો કાન રામાને રાખી શકે. નથી જન્મયો કો માય, સુતો મુકે સ્વામીને; જુવતિ જારી જાય, મુરખ જાતી હોય માનની, પરઠે અવળા પેર, ગુણવંતો ગુણવિણ તજી. જાય ગુણહિણને ઘેર, પંડિત જનને પરહરે મુરખ સંગાથે મેળ, ખરાબ કરે ખરી વાતને ખોટો ધારે ખેલ.

ઠાકર સાથે ઠગવા ચાકર શું ચીત ચાય, નિરમળ જળ નારી તજે, નર્મ કુંડમાં નાહાય શુક કહે ગુણુ શેઠીયા, માન્યની મુકે મહેલ. ચિંતા ન કરો ચિતમાં, સહિત્યાથી સહેલ, લક્ષ્મી વર લજ્યા રાખશે કે રાખે તારૂ સુખ, રહેશે પુન્ય પ્રતાપથી, હું ફિકર તે કોણુ જ્યાં સુધી મુજપ્રાણુ છે, ગુણુ તારા હું ગાઉં, જાવા નહી દેઉં નારને હુણહરામ ન થાઉં મારૂ કહી તે શેઠજી, ગયા પોતે પરદેશ, મંદિરમાં રહી માન્યની વીનતા જોબન વેશ, ખાય પીએ ખુશી કરે પ્રીતે ચાવે પાન દાસ હસી દિલ રીઝવે મનગમતાં દે માન, એમ કરતાં દીન વહી ગયા વસંત આવ્યો વેદ. કામાતુર બહુ કામની, ખાંત ન રાખે ભેદ. આહાર બમણો બહેરાં વિષે લાજ ચૈગણી થાય, કામ આઠ ગણો વસે; કોણુ રંક કોણુ રાય. વીસ ઘણો વસંતમાં નારીને નરસુ નેહ ભોગ તૃપ્ત ભાશે નહી, દીર રાઝે નવ દેહ. રાજા છે આ રૂતુ તણો વસંત કામ કહેવાય, ચતુરાં ચંચળ ચીનરાં વનિતા વિવહળ થાય, વીસ ઘણો વસંતમાં ગરીબ રંકને ઘેર શત ઘણો શ્રીમંત ઘેર પ્રીતે પંડિત પેર ખાનપાન ખુશી કરે હાંસે પેરે હાર કામાતુર તે કામની, સજે સોળ શણગાર કંદર્પ સરપ અંગે ડશે કહે દાસીને દુખ સ્વામી મારા સાંભરે. બેઠે બાખે ભૂખ વાયદો તેનો વહિ ગયો સ્વામી નાવ્યા શામાટ, કાંઇ સંકટ આવરૂ; કે કાંઇ વસમી વાટ, હાથ જોડી હસી પડી, શુભ બોલી સાહેબ શેઠાણીજી સાંભળો ખરી વાતનો ખેલ. જુવંતી જોબન વેશમાં જારી ન કરે જેણુ, વાટ ઉઠી તે વેશને, તન ખટવણું તેણુ. પર પુરૂષસુ પ્રીતડી, કામ વાસના કોધ અપરમપાર સુખ ભોગવો. લાહો લાખેણો લીધ ભાગ્યાકર વધુ મળી, ઓપાવાને લાજ, નારિને જારી શિખવે, કરવા કુડું કાજ; ઘણા પ્રકારે પ્રિછવી, કરી કામાતુર કામ્ય, મન ટળકાવ્યું માન્યની, સેજે નહોતો સ્યામ હાથ જોડી હસી પડી કયમ કરીએ એ કામ,

રીત જણાય જો રાત્રે દેહે વટ જાયે દામ (છપ્પા) નારી તે નીચ સ્વભાવ. ન રહે પોતાને ધરમે, નારી તે નીચ સ્વભાવ, કલંક કઢાવે કુળ ધરમે નારિ તે નિચ સ્વભવ લાજ મરીયાદ ન પ્રિછે. નારી તે નીચ સ્વભાવ અન્ય નર અંતર ધ્રચ્છે. નીચમાં નીચ તે નારીયો, પરથું જોડે પ્રીતડી, શામળ કહે સ્રીઓ સમસ્તને, રૂડી નહી એ રીતડી. (ચોપાઇ) કામ દામને ભેદે ભરી કામની તે કામાતુર કરી. અતિ મનમાં આણી ઉલ્હાદ, એક વાર જુવો તે સ્વાદ, લક્ષ વસા તજીને લાજ, કોડ વશા કરીએ કાજ શેઠ મંદિર આવે જાહરે તંજ્જો તે લક્ષણ તાહરે, ૧૬૮ [દોહરા] કાર જાયે કંચનો, લોકમાં જાયે લાજ, પાણી જાયે પરીચા તણું કયમ કરિયે એ કાજ, દાસી કહે દેવી સુણો હમ્વત મારુ દાખ્ય જાણ્યુ પડે એ વાતની, તો સુરજ સાખ્ય, વનિતાએ કીધો વાયદો વેહને સુકુ વાત, તરુણી આવું તુજ કને રૂડિ રીતે સત્ય, ૧૬૯ ન્યાલ થઇ તે નારીગો અંગે વાધ્યુ નુર, ઉલટ માંહે ઉદે થયો, શોભાવતો સુર. ૧૭૨ સોળ સજ્યા તે સુંદરી નાર વધાર્યું નીર, આભુશણ અંગે ઓપતાં, ચરણ્યા ચોળી ચીર ૧૭૩ કાજળ કુમ કુમ જયાં ઘટે, સેંથામાં સિંદુર, બરાસ કસ્તુરી અરગજા, ભોગ સકળ ભરપુર, પુષ્પ હાર કંઠે ધર્યા, દરપણમાં જોયો દેહ, અંતરમાં ઉચાટ રહે પરથું જેને નેહ. બણી ઠણી તે નિસરી, ઉલટ વાધ્યો અંગ કામાતુર જે કામની, પયોથી પડયાં પતંગ. શેઠાણીને કહે સારિકા, અંગ સજ્યા શણગાર, કાજળ કુમકુમ ચોઢયા. જીવત નથી ભરથાર. સમજી તારું શાણુ પણું, કોણ, પુરુષ શું પ્રીત. એ તુજને ઘટતું નથી, રૂડી નહી એ રીત, મેના કહે સુણ માનની, વીપરીત એતો વાત, જાઓ કાણુ કામે કામની જારી રમવા રાત ઘેર નથી તુજ

ઘરધણી. શણગાર સજ્યા છે સોળ, અધર્મ કરે છે અતિ ઘણો. મુખ ભરીયાં તંબોળ. સમજી તારી સુજને. જાર કામે જાય, શેઠ મુને સોપી ગયા, એ અન્યાયે કેમ થાય. બાળરે લક્ષણ બાળીના, બાળ તારૂં કામ, બળી કરીને નિમર્યા, કોણ ધણીને ધામ, બાળ ચતુરા તુજ ચાતુરી શોભે નહી શણગાર, કાંઇક લજ્યા મન ધરો, જૂવન નથી ભરથાર સાચુ માનરે માનની સુર્ય સાખથી સાચ, નાક કેદાવુ તારૂં પૂરણ આગુળ પચ વઢાવું કાનને ચોટલો. જૂરે બધું ગામ સમજાવું જો શેઠને, તો મેના મારુ નામ રુડા કુળમા ઉપની રુડા ઘરની નાર, ગુણકાના જે ગુણ અહે, નહી તારો વહેવાર. વાટ ઉઠી તુજ વેશમાં ભાઠ પડયો અવતાર, કંથ વિના ઘર કામની, શોભે શા શણગાર, કહીણુ વચન કાને સામુ તે નર જાય. નાથ મહેલને પુછે વાત. સ્નેહ કરે નહી નારી સાથ; તે નંદા તો રીશે બળે, કરણ દુઃખ તેનું કોણ કળે સુખ ન ભોગવે એકે ઘડી દુખ સમુદ્રના ઢોહમાં પડી; શોકય દુખનું દાવાનળ દેહ અગ્નીનો શિર વરસે મેહ. કોડવાર શું કહીએ કથી. શોકય સમાન દુખ બીજું નથી; ક્ષણ ક્ષણ પામે ખેદના, લક્ષ વીછી કેરી વેદના લક્ષ કોટીધ ઝાઝાં ઝેર. સોકય સમાન બીજું નહી વેર. (છપ્પા) રાજાને એક સાલ. ગામ ફુટધયો ફૂટે; પ્રજાને પ્રેહુ સાલ, વણ વાંકે રાજા લુટે, બ્યાપારી શીર એક સાલ; વસ્ત્ર વટંતર નાખે; ભરતાર શીર એક સાલ. ભાર્યની જો જુંડું ભાખે; મુરખને સાલ વિદ્યા તણું; દુખ બકારી ઓરયનું; સામળ કહે સાચુ માનજો. ઓને સાલ એક શોકયનું. ઓ કહે બળી અનાથ. તેથી તો મોત ભલેરૂ બળી હિંણુને હાય એથી દુખ નહો અનેરૂ; બળી વીધવા કે વાંઝ. બળી સુખુમા કે વેહણી. બળી દરીદ્ર કે દસ્યા. બળી શોકાયણ

ચેહેલી; માહા દાવાનળ દુખણી. ચંચળ ચીત પણ સોક્યનું: શામળ કહે શાણા માનજો. સાસ સામને શોકયનું દરીદરને મોટું દુખ. મનમાન્યું નવ થાએ; કાશદને એક દુખ. નિત વિદેશી જાએ; દુનિયાને એક દુખ, જ્યારે વરસાદ ન વરસે; વંઝાને એક દુખ તનને કારણ તલસે. કુંવારાને દુખ સ્ત્રી તણું. સર્વને દુખ તે ભુખનું શામળ કહે પાર પીછું નહી, સ્ત્રીને સોકયના દુખનું. અંધાને દુખ આંખ. સારૂં નરતું નવ દેખે: બેહરાને દુખ કાન, રાગ પુરણ નવ પેખે. રાગીને દુખ રોમ ભોગ એકે નવ ભાવે, ભીક્ષુકને એ દુખ, નમ ભીખારી કહાવે; એવા દુખ અનેક છે, પંગાને તો પગતણું, શામળ કહે સ્ત્રી સર્વને. શોકય દાવાનળ દુખ ઘણું. (ચોપાઇ) તે શામાને સોકયનું સાલ. વનિતા ઉપર ન ધરે વ્હાલ; તેનું બોલ્યું કોને નવ ગમે રાંધ્યું રાજાજી ના જમે. એથી હેત ન આણે દેય. તે સામું દ્રષ્ટે નહી જોય; મહિપતનું જ્યાં ન મળે માન. સ્ત્રી હળવી જેમ પીપળ પાન ઘણા ઉપાય કામનીએ કીધ, માન કોણે તેને નવ દીધ; એક દિવસ તે તો નારીએ જોયું બેસીને બારીએ મહા દુખણી થઇને તે રૂએ. ચારૂ પર તે બારીથી જુએ. દુખ ડુંગર માથે લઇને બેઠી કપાળે કર દેઇને. તળે બેઠાનો પુરો પુજ. તેને મન છે આદરી સૂજ; નારી નિરાશા નાખતી; અરે અરે મુખથી ભાખતી, વરતિ કે ઊંચું નિરખીયું પુરણ દુખ તેનું પેખીયું. સુખસાગર છે તેનું નામ રહેતો પોશાખને ઠામ કામણ ટુમણ મોટા મર્મ વશીકરણ વિદ્યાના ધર્મ. મોહન ઉચાટના મેળ. ખરા હુન્નરના જાણે ખેલ. જગત મોહ પમાડ્યું જેણે. રામા રોતી દીઠી તેણે. કાતીક જોવા ઉભો રહ્યો. મર્મ બોલ કામનિને કહ્યો, શું દારૂણ દુજવે છે દુખ ઉધર તારી ભારી રમવા આઇ, પોપટ કહે સુખે પરવશે, રહીશા સાથે રીઝ,

જારી વીજારી વિના ન મળે સુખનું બીજ. એવા કામ તો તે કરે. જે ભણે વિજાગ વેદ વિજાર વિના ખિપ ઉપજે ખરે પ્રગટે મન ખેદ આખ્યાન કહ્યું તે ઉપરે કરવું વીજારી કામ. સુરસિંહ રાયની સુંદરી નદા જેનું નામ, અણુમાનંતી રાયના વળી વધારયુ વેરવિજાંર વિદ્યાએ વાળીયું જેહ હળાહળ ઝેર નંદાએ વિદ્યા કરી વિજાર વખાણી વેદ તેહ તન હું શીખવું તેના ટળુ ભેદ. કરજોડી કહે કામની સાંભળ, શુક મુજ વીર સારી પેરે શીખવો ધારણ રાખુ ધીર શણગાર તજોને સુંદરા ભીના પટનો વસ્ત્ર છો ઉપર આસન કરો શીખો ડહાપણ દષ્ટ પોપટે જે જે કહ્યું શુભ બુદ્ધિ સાક્ષાત વિસ્તાર વડે નંદાતણી કહેવા માંડી વાત [ચોપાઇ] પુરવ પંચતણે વાશીયે. કીકંદાપુરી નગરી કાશીયે વરણ અઢાર વસે છે લોક. સ્વપ્નામાં નવ ઉપજે શોક; સુરસીંહ રાય કરે છે રાજ અસત્ય અન્યાય નથી તાજ મહા સુખનો મહીમા માણિયો, તે રાજાને બે રાણીયો એક માનીતી મોટમ મતી, તે સાસુ શિરોમણી સતી; ઘણાં લક્ષ્મી ઘણાં ઘરસુત્ર પ્રતાપવંત તેને પુત્ર કનકાવતી રાણીનું નામ, વશ વરતે છે બધું ગામ, તે માન્ય-નીથી મલિપત મોહ નંદા સુણી, દીધી ધનીને દોટ, માનની એ મેના તણી, મરડી નાંખી કેટ પાંખી આશા પ્રીતે કરી, ચીરી નાંખ ચાંચ, ખસેડી નાંખી ખાળમાં અધીક પમાડી આંચ. સામા થઇ તે સોકમાં, પુરણ દુખની પેર, તે દીવસ તો ગઇ નહી, પરમંદીર પર ઘેર બીજે દીવસે તત્પર થઇ. સજ્યા સપૂર્ણ સોળ, કસ્તુરી કેસર અરગજા, મુખ ભરીયા તંબોળ. જુવતી પોતે જોખમાં જારી રમવા જાય, અંગ રાગ અતિ ઓપતાં, વળતે રંગ્યા પાય. પોપટ પોતે પ્રીછીયો મેના બોલીતી બોલ. શેઠાણીનું સતાપણું, તરૂણીનો કીધો તોલ. માન ઉતારૂ તો મરૂ, મોત માથે કીદ લેઉ. શામ દામ ભેદે કરી જાવા

તો નહી દેહ. કરી પરીક્ષા પોપટે મન સમજ્યો મહેરાણ, સાંચ દેખાડું એહને તો તો પરહુ પ્રાણ જેહ ગતી મેના તણી, તેહ ગતી મુજ થાય, વળતુ કોણ વારી શકે, જેખ કરતી જાય ઉપાય કર એક અકલથી, ગમતી કહું કાંઇ ગોઠ રદય રામાનું રીઝવું, ચતુરાઇ તણી એ ચોટ. જાય તો તો જુગતું નહી, વિદ્યામાં ઉઠે વેઠ, કાળ ઠપકો દે મુજને, શાણી સમજુ શેઠ. શુક કહે સુણ સુંદરી વાર કહુ એક વાત કેહેવા તો ઘટતી નથી તું તો મારી માત ! જોખપણું તે જો બને તરૂણી તારો તોર. સકળ ગુણ સુલક્ષણી, જોબન કેર જોર, રામા તું સમજે નહી, જાર વિદ્યાના જોખ, સજ અવસર છે આ ઘડી, શું બેશી રહે રોખ, આજ કાલ તો આવશે, શ્રીમંત આપણો સેઠ, અવસર શાને ચુકિયો નિશ્ચે કહું છું નેટ. ૨૦૨ (છપો) વણ રૂતુ વરસે મેહ, તેથી તો ધાન ન પાકે, પ્રાક્રમ ન મળે પુર. શતરૂ કહા શેણે થાકે, પહેલી વિથી વિદ્યાય, ભાવ આણી નવ ભણીવો, શુદ્ધપણે વિવેક, શાસ્ત્રનો બોધ લઇ સુણીયો, ગયો અવસર આવે નહી, નર નારીને તે નડે, પ્રથમ જુઓ પ્રીછયા વિના વળતી હાથ ઘસવા પડે ૨૦૩ (દોહરા) એમ અનેક અતી ઘણાં, કહ્યાં કામનીને કેણ. રૂદે રામાંનું રીઝવ્યું વિનયનાં બોલી વેણ, ૨૦૪ (છપો) વિનય થકી વિવેક, સજન સભળામાં શોભે, વિનય થકી વિવેક, સ્થીર થાવર સહુ થોભે. વિનય તણે વશ લોક, જસ આપે જન ઝાઝા, વિનય તણે વિખવાદ કરે નહી રહે કે રાજા, વિનય મોટો છે વિશ્વમાં, વિનય ધરમ મારગ ઘસે. શામળ કહે વિદ્યા વશીકરણ, વિનય માંહે આવી વસે (દોહરા) શેઠાણીને વશ કરી, વિનય ધરી વિવેક, પ્રભાવતી પગે નમી શાચુ બોલી એક. તાળી દેઇ હેતે હથી. કાંઇ ન રાખી ભ્રાંત, સાચુ કહું છું શુક તને, આપણ છું એકાંત. સાંભળ શુક સોહામણા,

ખાંતે તારા સમ ખાઉં, જુવતી સાથે એખમાં લાગે સુખ, ખરો વરતીક ખાતે બેડીએ, તરત તેને મેડીએ માહા મનોહર મોટમ મતી જસવંતો જાણીતો જતી, માન્યનીયે દિધાં બહુ માન, હાજર કીધા ફોફળ પાન, શા માટે રોતાંતાં તમો, એહ દુખતો જાણ્યું અમો, ત્યારે સાચું બોલી સતી સાંભળરે જસવંતા જતી તમને દુખ કહે શું થાય, કહેતા દુખ જાણે જો રાય; શીશ અગણુ કરે મહારૂં; કાન નાક છે તાહરૂં; (દોહરા) વરતીક વળતો બોલીઓ સાંભળ વિનતા વાણ; સત્ય ન કહે મુજ આગળે તો ઇશ્વરની આણ; કોઇ વાત જાણે નહી હા ચેતે નહીં લોક તે તેહ વાત કોને કહું, સુકૃત મારૂં ફોક, પોશા કરયા મેં પાંચ સત, અઠમ કર્યા શત આઠ; એકાશન તો એક શત ભકતામરના પાઠ વીશ આહાર એથીં કરયા ચોવીશ આહારશી ચાર; એકાસણુ અગીયારશે બીજા વરત અપાર અપવાસ કર્યા બાર માસના જાગરણુ કરયા શત સાત, તરકારી તનથી તજી, કંદમૂળ નહી વાત જાત્રા કીધી જગનાથની, શેત્રુંજાની શાણુ અઠવાર આબુ ગયા. વસાઇ ગયો વઢવાણુ સમેતશીખર મેં સેવિયા, પુજ્યા પારસનાથ; મહાવીર સ્વામી માણુીયા ટાડો કીધો હાથ, એ સરવે નિષ્ફળ થજો, કરૂં કમ તારી વાત મારણુ મોહન વશીકરણુ સઘળે હું વિખ્યાત રાણી તે રીઝી ફદ, મેલ્યો મનનો મોટ; અથ હતી માંડી કરી કરમરતાં કરજોડ બળને સ્થાને સ્થળ કરે, પવિત્ર પાત્ર એ પુજય, અગમ નિગમ લક્ષણ લહે શત જન્નતી સુધ અધીપતીનું અપમાન છે. સોક્યતણુ છે સાલ કાઢય બાવટ તું ભવ તણી જો હોએ કાંઇ માલ પુજ્ય કહે સુણ પ્રેમદા નિરમળ તારૂં નામ, મન માને કેમ તાહરૂં, કેમ થાએ તારૂં કામ, રાણી કહે રૂખી સાંભળો જો મરે રાણીને રાય; સપુત મરે જો સોકયનો તો ભવની બાવટ જાય. બોલ્યો વીર રાણી વચ્ચો બેહુનો

પ્રધાન વસે ચારે વધકુંઠમાં. તો દીધું જીવતદાન, એક જીવે એ ચારમાં ત્યાં સુધી રેહે દુખ મરે તો તો ચિંતા ટળે ભાગે મારી ભુખ, કોસ દીધા છે કોટીધા, સો એક ખાધા સમ ઇશ્વરની આજ્ઞા કરો કામ કરો નહીં કેમ, ગોબી વીર છે માહરો તેનો થાય અધિકાર સુખ સાગર હું ભોગવું તો તું હથયાનો હાર. તમો કહો તે સાંભળું કહો તે કરીએ કામ તાહરી દાસી થઇ રહું વેચાઉં તાહરે નામ, વરાતક તે વીસમય થયો કયમ થાએ પ્રછુ પાપવચન જતે વસુધા જશે. એ પણ અન્યા આપ પાપને તે પ્રલે કરૂં વ્રત કરી વિવેક વચન લોપ થયા તણો ઉપાય જડે નહીં એક. નીરાશ જો નારી થશે તો તો અનરથ થાય વિશ્વાસઘાત જન જે કરે તે નર નરકે જાય. ૨૬૦ (ચોપાઇ) વિચાર કરી બોલ્યો વરતીઓ નારી નિચબુદ્ધિ નરતિઓ અધિક અધરમ એ અન્યાય આપ પ્રઉઢુ કરવું પડશે પાપ. પાટ ઘાઓ તો દેવો પડે, સ્ત્રી હત્યા પણ માથે ચડે બાળ હત્યા દેશે આ દીશ ચોથી પ્રધાન તણી આશીશ એવડું શું આપોજી તમો એ પ્રાયશ્ચિત શિર લીજે અમો. રાણી કહે વચન તુજ ગયું વળતું તે કઇવત શું રહ્યું શુભ વાણી બોલ્યો સેવડો કરજોડી થઇને બેવડો સાંભળ વનિતા વારૂ વાત કહશે શરદપુનમના રાત કાળિને દેરે આવજો પંચ પ્રકાર પુજા લાવજો ખાન-પાન ભોજન ભરપુર લેજો ચોસઠ આહાર હજુર ખોડશ પાત્ર થાપિશું અમો માહા પુજા આરંભો તમો, માહા વનમાં જ્યાં ડેરૂં હોય હેર તર્ક કરે નહિ કોઇ એક એક પ્રહરે પુજન થશે દુખ તાહરું સહુ દેવટે જશે પંચ પ્રકારની પધ્ય ધણી જાણે બમદેશનો ધણી કે બાલે જાણે સીવ સીરોમણી જે પાસે હોએ નવનીધ બ્રહ્મદેશના બારે ભેદ વરણુ કરી જાકે નહી વેદ જાણે શંકર કે વેદ વ્યાસ કે જાણે એક કાળીદાસ આશ મંદિર મદ્યને માંસ પાન વધ મુક્તાફળ-કાશ ચાર પ્રકારની

મુખ ચાર જિતતા કહું વારમવારે અડસઠ તીરથ ચોરાશી જોગ અમાદેશના સઘળા ભોગ વનિતા બોલ તારા મન વશ્યા સાંભળ દેખાડું. બ્રમદશા બ્રમદશા જાણે નહી જેહ અન્ય કદાપિ કરશે તેહ રઉરવ નરકે તે નર જશે; કોટી જન્મ તે અંધો થશે. માટે કાંઇ ન કરશો પાપ શામળ કહે કહુ આપે આપ બ્રમદશા દેખાડુ અમો શ્રોતાજન સાંભળો તમો. (છપ્પા) તુલ્ય કંચન કથીર સુખ દુખ સાચુ ને જુઠું. રાજા રંક બે એક, એક તુટયું એક રૂઠયું. શત્રુ મીત્ર સમાન. સમાન દેવ્યા કે દાશી સમાન અમ્રત વિષ સમાન કુછીત કે કાશી સમાન પાષાણને રત્ન પણ સમાન વશુધા વૈકુંઠ વશી શામળ કહે જન્મે નહી જે નર જાણે બ્રહ્મદસા. સમાન અગ્નીને નીર, સમાન વહાલો ને વેરી સમાન કુંજરને કીટ સમાન મરદને મેહરી સમાન તડકો ને ટાહાડ સમાન જરવંતને જોગી સમાન પાપને પુન્ય સમાન ભીક્ષુકને ભોગી બ્રહ્મવિદ્યા ભારે ભણી કરોડવાર શું કહું કથી શામળ કહે સંસારમાં બ્રહ્મ જાણે તે નર નથી. સાંભળી કાને સુડ કરશુરામ કરશીધર દીકા કંઇક દાતાર કરૂણા સારીખા કરણ કર વિદ્યા વેદ સાગર બ્રહ્મા સરખા બહુ ભોળા ભોગવી જેશુ બ્રહ્મદશા શામળ કહે સ્વર્ગ સુધા ગતા વીરલા કો વયકુંઠ વશા. (ચોપાઇ) જ્યારે તારા સુત મરે સામા સંકટ તારા હરે જરૂર કાલે આવજો. કહી વસ્તુ સરવે લાવજો. અરથી દોષ મનમાં નવ ગણે વયરીનો હણતાંને હણે અરથી. અંધજ હોય આપ અરથા ન ગણે પુન્ય કે પાપ (છપો) અરથી કામી અંધ લાલચુને લોભી અધ સ્વારથી સર્વ, અંધ મેલો મન મોભી અંધ અદેખા આપ અંધ ચોરીને ચાડી અંધ અતિ અહંકાર કરે વાતો આડી અનેક એવા છે આંધળા કાં નરને કાં નારીઓ શામળ. કહી અંતર અંધ છે જે જન પુછે જારીઓ (દોહરો) વાયદો કરી.

વરતીક વદયો કાલે આવજો તરત સોકયની દાશીએ સાંભળી વાટે જાતાં વાત પોતાની રાણીજીને કહ્યા કરજોડી કહેણ ભણકારો મેં ભાઈ વાટે જોતા વેણ એક વનિતાને વરતીઓ કરતા કાંઈક વાત મેં તો એટલું સાંભળ્યું દેરે આવજો રાત રાત્યે રાજા આવીયો ધામા કેરી સેજમ ભાત ભવના ભેળા બે હૈડા સાથે હેજ, રાણી કહે રાજા સુણો ચતુર વાત કહે ચોકય કાળીને દેરે જશે સેવડો બીજી સોકય માનશો નહિ મારૂ કહ્યું જુવો તેની ચાલ દેવા દેરે શું નિપજે આવતિ રાત કાલ મહિપતિ કહે માનુ નહી, વીનતા કેરી વાત એ રાણી નવ નીસરે રણમાં પડતી રાત. અમે જોઈશું ચરચા એની ચાલ જુઠાને દંડ દેઈશું ફકત જોઈને કાલ વેગે દીવસ વહી ગયો પડી રાત ઘમઘોર જે વેળા જારી નીસરે કે ચાકર કે ચોર ખાડુ ખેડુ કર ધરી સુર પુર ધાડ ધીર દેવી દેરે યે ગયો વીર તણો જે વીરપ્રતિમા પાછળ જઈ રહ્યો સુભટ શીરોમણી સુઝ પામણું તણા પડદા ઘણા ઘણું ઠેકાણું ઝુઝ પડદાને વળી પદતમા દિવા પાછળ દાખ્ય પોતાની દ્રષ્ટે પડે બલી સાંભળે આપ્યા, રાજા દેખે સરવને, તેને નવ દેખે કોઈ, જુવો ગતિ ઈશ્વર તણી, તે ઠામે શું હોય; નીશા ઘડીકા બે થઈ, રાણી ગઈ રણમાહ કટાર ધરયો કર વિષે, તોલ ઘણેરૂ તાય; એટલે ત્યાં એક વરતિક આવિયો, સંપુટ કીધા બાર, દીપક જોત દશે દિશા, એક નરને એક નાર, નારી નિરખી નરપતિ મારૂં નહિ હવડાં આજ, આવ્યા તે કયાં જાય છે જોઉં શું કરે કાજ; પ્રથમ બેએ ભોજન કર્યું, નાખ્યાં નિર્મળ નિર વળતી તે સરવે સજ્યા, ચરણી ચોળી ચીર; વામ માર્ગ જે વેદમાં શીઘ્ર સેવે છે શકત; તે એણે આરંભિયો થયો ભવાની ભકત કપટીનું તો ચપટ છે. સાચાને તો સિદ્ધ રાજાનો ધર્મ છે, ક્ષમા તે વેળા કીધ, ખાનપાન ખાધાં ઘણાં, કીધો ભોગ ભરપુર; એક પ્રહર એમ આચર્યું

નારીનું જોયું નુર, પુજ્ય કહે સુણ પ્રેમદા થયો પુરો કર્મ; પ્રથમ તેહ તારા કંથનું, કર્યું કળીએ કામ; બમણું તેથી જિજીવરાં, પુજા તે પધ્ધત પાઠ, સંભોગ કર્યા શુભ રીતથી, ઠગ વિદ્યાના ઠાઠ; ચરચા જુવે છે ચતુર નર, જોઈ વાણે શું થાય; પ્રાજે કરૂં એક પલકમાં નાશીને ક્યાં જાય વણિક કહે વનિતા સુણો. ગઇ રાત પહોર; કર્યું કામ શુભ કાળીકા રાણીનું આ ઠોર ૩૦૧ ત્રીજે પોહોરે ત્રણ ઘણું હાવભાવ કટાક્ષ, આલિંગન મર્દન અતિ, ભામની ભાત્યની ભાખ્ય. નરપતિ નરખે નારને વરનિક ફેર વર્ત, એક ઘડીમાં એયને, માથે આવ્યું મર્ત શીવડો કહે સુણ સુંદરી, પ્રહર થયારે ત્રણ, કામ થયું જન કુંવરનું, કથન સાંભળો કરણ તાહરો ઓરમાઈ દીકરો, લક્ષ વસા એ લેખ, કામ કર્યું એ કાળીકા, તેમાં ન નહિ મિન મેખ ચોથે પોહરે ચોઘણું, રંગ ભોગને રાગ, હાસ્ય હેત વિનોદરીં, લે લાખેણો લાગ ગુરૂજી કહે સુણ ગોરડી, ઊઠો થયો પ્રભાત, પ્રધાનની પુરણ કરી વેદ વિધાતા વાત. જો અવળી ગંગા વહે, રવીનો સ્થિર રહે રથ; વચન અમારૂં નહી ફરે, શુભ રાને સમરથ હેતુ જન તરા ચાર એ, સત્ય પ્રકારે સુખ, કામ કર્યું તુજ કાળીકા. ભાગી તારી ભુખ હોય મનમાં કાંઇ ઓરતો, ઊઠો પાયે લાગ, આપ તુજને કાળીકા, મન ગમે તે માગ્ય રાણી બોલ્યાં રીઝમાં, નિર્મળ તાહારૂં નામ; અર્થ હતો મુજ જેટલો, તેહ કરાવ્યું કામ, રાજા રાણી પ્રધાન પુત્ર, ગયો ચારનો રોગ; ભાવઠ ભાગી ભવતણી, શુભ મળીયો સંજોગ, સંખ્યા અધ સવાર અશ્ર, કરી સુખ સાગર વૃષ્ટ તેહ ચરિત્ર નર નારનાં, રાજાએ જોયાં દ્રષ્ટ અધિપતિ થયો આકળો, બાંધ્યાં આયુધ અંગ, પડદા માંહીથી હાથીયા, પ્રીતમા સહી તે વંશ પોપટ કહે પ્રભાવતી બેઠાણી સુજાણ; જારી રમતાં જાય છે, વિજારી કરતાં વાણ્ય. રાજા કેમ મુકે જીવતી, કેમ માને એવી વાત; થયો ઘાત એ

કરવું તેણે મારૂં કારજ સર્યું, જીવ્યો નારો કોડીલો કંથ, જીવી શોક પુન્યવંતી પંથ, જીવ્યો મારો પ્રતાપીક પુત્ર, જેહ થાકી શોભે ઘર સુત્ર, જીવ્યો મારો પુર પ્રધાન, જે થકી હું પામું માન ચારે જીવ્યાં કારજ થયું, સતીપણું તો મારૂં ગયું; કૂળમાં કલંક એહું કર્મ ધોયું હાથથી ધર્મ ન કરે બામની જુડા ભાંડ, ન કરે ઘહેલી ગુણકા રાંડ ઘણાક પાપે હું થઇ છું ગર્ક, નિશ્ચ પડવું પડશે, નર્ક સોંપ્યું શીશ ઓશીગણુ થાઉં વીમાન મેશી વેકુંઠ જાઉં નથી કોઇ અહીંયાં છું આપ તમથી છાનું રહું કયમ પાપ ચારે જીવાડવા કાકણે, આવી છું તારે બારણે હું મારૂં પ્રકાશું આપ અંબા મળીને આપો આપ, (દોહરો) આશ્વિન શુદી આષ્ટમી હું પોઢતી રાત તે અવસર તમે કહ્યું. પ્રતક્ષ મારી માત, રાણી રાયનો દીકરો. ચોથા રાણી ભ્રાત પ્રાણુ તજશે તે પુનમે, અધીક થશે ઊતપાત ભાખ્યું મુજને જાગતાં, નથી સ્વપ્નુ નીરધાર, જરૂર કહ્યું જીવે નહી, ક્ષણ ન લાગે વાર લક્ષક્રોડ વીશે વશ્યા, વેદ કહું છું વરત, ચાર પ્રહરમાં ચાર જણ. નિશ્ચે પામે મરત, ત્યારે મે તુજને કહ્યું નિશ્ચે જાણી તેહ એ ચાર કમ ઉગરે પડે કયમ માહરો દેહ નવરાત્રોના નવ દીવસ કરવાં વરસ મેં સાત ઉગારો એ પુન્યથાં; મોહોટી કાળી માત. (ચોપાઇ) એવું કહીને જોડયા હાથ સ્તુતિ કરી તમારી સાથ; રાજા ઠામ મરે મુજ તાત પુત્ર સાટ સારે મુજ ભ્રાત. પ્રધાન સાટ મુજ નહાનોવીર, રાણી સાટે મુજ શરીર એ જીવન મારીએ. અમો તાહરે ના કીધી ત્યાં તમો; તમ આગળ મેં કર્યો વિચાર તું છે નોંધારા આધાર કયમ જીવે રાણીને રાય, તેનો કાંઇ કહો ઉપાય. એ ત્યાં તમો કહ્યું કથી બીજો ઉપાય જીવ્યાનો નથી ચારે જણ જીવ્યાનો ઠામ મેં જે કહ્યું તે કરીએ કામ. (દોહરો) જગદંબ તેહ સમીપ કહું, સાચો છે

એ સીદ્ધ વર્તી વડો છે વિશ્વમાં એ પાસે નવનીદ્ધ. એણે વરત ઘણાં કર્યાં. જૈન ધર્મની જાત્ર, અપવાસ કર્યા ખટ માસના, પોષ્યા પ્રાણી માત્ર. એ વચ્ચે ઇશ્વર વચ્ચે અંતર નથી લગાર. હોય ચારે જીવાડવા તો કર એવું વ્હેવાર, એકવરાં એક જીવશે, બીજો બીજી વાર, વારૂ વીધન વળી જશે, ચાર પહોરમાં ચાર રાજા તો મારો રીઝ્યો, હેતે ઝાલ્યો હાથ. એ મરતાં હું મરૂં. સતી થાઉં તે સાથ એતો તે મારો દીકરો ઓરમાન પણ પુત્ર, રાજ્ય રૂડેરૂ ભોગવે, ઘણું શોભે ઘરસુત્ર રાણીનો ભાઇ તે મુજતણો પુરનો જે પ્રધાન, એથી શોભે મહીપતી, પામે સઘળે માન, એમ વીચારી શેવડો, તેડયો મેં એકાંત વચને તેને બાંધીયો, ભાગી મનની ભ્રાંત સુર્ય ચંદ્ર સાક્ષી કર્યા, વચમાં આણ્યા ઇશ. એ ચારને કારણે ખોળી મુકયું શીશ તમો કહ્યું તું કાળીકા, તે મેં કીધું તર્ત ચારનું તમ પ્રતાપથી, મોડી નાખ્યું ગર્ત સીદ્ધતણી સીધ્ધાઇ ગઇ, વારૂ ગયો વિવેક, પાછો ફરીને તપ કરે, નીરમળ થાવા નેક વરત સઘળાં વહેતાં ગયાં થયું મહદૂ કાજ પણ એક સતીપણું ગયું ગઇ લાખેણી લાજ, સતી હું નહી સંખણી. માનવ ન જુએ મુખચાર જીવ્યા તે સુખ થયું, પણ આ દારૂણ દુખ અધર્મ કર્યો અન્યા કર્યો કાયા વટલાવી કામ; ધિકક હવે જીવ્યા વીશે રામ રામ શ્રી રામ માન પુજા માહરી. તું ધર્મ ધુરધર ધીશ, પાપ સરવ અલે કરો સમર્યું તુજને શીશ રાય પ્રધાન અવિચળ રહો. સોભાગ્ય વધો એ શોક કુંવર રૂડો કુશળ રહો, મોતી પુર્યા ચેક રહી ખડગ કોટે વહે. અંબા આગળ આપ. સત રાખજો સતી તણું પ્રલય કરો સહુ પાપ. રાજા મનમાં રીઝીયો ઇચ્છું કુશળક્ષેમ, શાબાશ શાબાશ સુંદરી. હૈડું ટાઢાકુ હેમ, હાંહાં કહી હેતથી રાજાએ ઝાલ્યો હાથ, તન ને અન સોંપીયું; સ્તુતી કીધી તે સાથ, અજાણ્યુ થઇ અચરજ ઘણું.

અહીં ક્યાંથી મહારાજ તું તો આવીતી જારીએ, કરવા રૂડું કાજ રાજા અધીકું રીઝીયો કનકે તોળું કાય, તેહ પુન્ય પ્રતાપથી નારી નીરમળ થાય નારી કહેરે નાથજી મારો મુજ આ ઠામ, અન્યાય મેં અહો કર્યો નીચું કીધું કામ મહીપત કહે માનું નહી, રણમાં આવી તું રાત, આમ મારને કારણે તજે શીદ તારી જાત ઢોલ મૃદંગ વજડાવને વેર્યાં પુષ્પ ચોપાસ; પુન્દાન કીધાં ઘણાં વનીતા આણી વાસ. કુમકુમ પગલાં પડયાં મોતી પુરયા ચોક, કીરતન એનું સાંભળી, સામી આવી શોકય પ્રધાન સહીત પાયે નમ્યા વળી વડો જે પુત્ર, સરવે વૃત્તાંત માંડી કહ્યાં આમાના જે સુત્ર. આવરદા જણ ચારનો, આવી રહ્યો તો આજ તે જીવાડયા જુવતીએ, કીધું પરમારથ કાજ. ભટ અવતાર તે આપણા, કરીએ એનું અપમાન ધન્ય અવતાર એ નારનો, દીધું જીવતદાન અથર્પતી માંડી કહી, કથા સંભળાવી કરણ; રાજા સેવક થઇ રહ્યાં, વેચાણ થયાં જણ તરણ, પોપટ કહે પ્રભાવતી, માન્યો પાડ ભરપુર ગુણ વધારયો ગામમાં નારીનું વાધ્યું નુર, એમ ચરીત્ર જો આવડે તો જારીએ જાઓ, નહીતર ઘેર બેઠી રહો, ગુણ ગોવીંદના ગાઓ. (છપ્પો) વડો વાંક સમુદ્ર, ભામનીને મસ્તક ભરીયો, એક વીજાર વચન. આળ પંપાળ તે કરીયો પાવક પ્રલય પ્રચંડ બળતો તો જે બાંધો, ઓલવા નાંખી આગ. દોરો એક નદીયો. વીવેક રૂડી વીજારીએ, વોહો પક્ષ તારે તરે. આવડે તે તો ઉગરે, ન જાણે નિશ્ચે મરે (દોહરો) પ્રભાવતી પાયે નમી. પ્રિત્યે જોડયા પાણ સારી વિધા શીખવી, વેદશાસ્ત્રની વાણ. રખીવજનો સુત રાજવી, જોર જસવંતો જાત. શામળભટ્ટ કવિએ કહી, વિસ્તારીને વાત. શ્રીગૌડ માળવી વિપ્ર શુભ. વેગનપુરમાં વાસ, પિતા પુરૂશોત્તમ તણો, કહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવિત કરજોડ. શામળભટ્ટ કહે બોલજો જય જય શ્રી રણછોડ

# વારતા ૨ ૭.

( દોહરો ) ગણપતિને આરાધીએ, નિરમળ જાણી નેહ; દુંદાળો દુઃખભંજણો મોટમ ડાહ્યો મેહ. ૧ સાચી દેવી સારદા. હંસવાહની જેહ. વેણા પુસ્તક ધારણી. તરણી વધતું તેજ. ૨ બીજે દિવસ જણી કણી. શેઠાણી સોહંત; ચાલી ચતુરા ચમકતી, મન સાથે મોહંત. ૩ શુક બોલ્યો સુણ સુંદરી, જુવતી તમે કયાં જાઓ; સાચું બોલો ત્યાં સુલક્ષણી આશ સમ ખાતે ખાઓ, પ્રભાવતી કહે પોપટા, શીખી વિદ્યા વેદ, તે કામે હું નિસરી, ભાગ્યા મનના ભેદ. બાકી ન રહી બુદ્ધિમાં, નેક નં રહી શુન્ય; વિજાર વિદ્યા શીખવી, પોપટ તારૂં પુણ્ય. શુક કહે શાબા સુણો, કરો જરૂરી કામ; રાત રમી ઘેર આવજો, કપડે રાખી હામ, સાંભળ શુક સોહામણા, ખાતે તુજ સમ ખાઊં; જુવંતિ સાથે જોખમાં, જારી રમવા જાઉં. પક્ષી કહે પ્રિછયા અમો. રૂદયા સાથે રીઝ; ચતુરા ચિતમાં ચેતજે, છે બુદ્ધિનું બીજ. શાખણીવા સોની તણું; ત્રિનતાએ કીધું વરત; તેવી વિદ્યા આવડે તો તરૂણી જાણ્યો તરત. શામ કુંવરી સોનારણે ચાહ કર્યું ચરિત્ર, શુધ પ્રકારે શીખજો; વિદ્યા એક વિચીત્ર. પગ ખેંચી રહી પ્રેમદા; એતો વિપરીત વાત; સમજાવો શુક મુજને ભાવ ધરીને ભાત; કોણ છે સોની શામળો કોણ સોનારણ શામ; કોની સાથે સોબત કરી. શાં શાં કીધાં કામ; જાવું છે જારી કારણે. આડુ આવે આંક; ચાલે નહી પણ ચાતુરી. વિજાર વિના તો વાંક. શાબા કહે મુને શિખવે. તો ગુણ તારો ગાઉં; ભાવે એ વિદ્યા ભણું. જરૂર કાલે હું જાઉં; તજ તું સેલણ સુંદરી; ટાઢાડે નીરે નાઓ; બીને વશે બામની; ખાંતેથી સમ ખાઓ આજ રાતે અહીંયાં રહો. કામે જાજો કાલ; સારી વાતો

શીખવું. એહ વચન તુજ બાળ પોપટે જે જે કહ્યું. તે તે કીધું કામ. શુકે સંભળાવે વારતા; નામ ચરિત્રે નામ. (ચોપાઇ) શાહાપુર ગામે સોની સાર અલખત તેને અપરમપાર; પ્રેમદા ઉપર પુરી પ્રીત. ગામે મુરખ ઉંધી રીત. એક ઘડી સુની નવ રહે. કામ્યની કામ્યની કોડે કહે; ગુણવંતી ઘણું ઓરડી. રાખે એકાંતે ઓરડી. તાળુ દેઇ રાખે ઘરમાંય. ધીરે નહી કામનીને ક્યાંય; જમવા રમવા કે પિયર પેર. ઘડી સુની નવ મુકે ઘેર. વેચાતી મંગાવે નીર. અવિકુ આણે ઉર અધીર. કરવા નવ દે કોશું વાત; એમ રક્ષા કરે દિન રાત. માનની કહે સાંભળ મુઢ, પાપી મુખ દીસે પ્રોઢ, બંધીખાને રાખે મુને તેહ ઘટે નહી સ્વામી તુને. સાચી વાત તુજ અગળ કહુ. તારી રાખી હું નહી રહું રહું તો મારે આપો આપ, જાણું છું જે લાગે પાપ. લાજે તાતને લાજે માત, લાજે મુસાળને લાજે ભ્રાત, લાજે કુળને લાજે રૂપ, માટે આપ રાખુ છું ડુંપ. તારી રાખી હું નહી રહું તારા સમ જે સાચુ કહું, ન કરૂ જાર પરમેશ્વરની પ્રીત, ન કરૂં જાર તે રૂડી રીત. ન કરૂ જાર જે લાગે પાપ, ન કરૂ જાર જે જાએ આપ ન કરૂ જાર, પરીયાં લાજતે કહેતો કરૂં નોબત વાજતે તુજ પાસે તેડાવું કંથ તુજ પાસ વળાવું પંથ તુજ પાસે જમાડુ જાર તુજ પાસે ઉપ· ડાવું ભાર: તુજ જોડાવુ હાથ; દેખે જયમ તારા સજન સાથ નરની રાખી નારી નવ રહે; કોકશાસ્ત્રમાં એવું કહે. ત્યારે સોની બોલ્યો વાણુ, સાંભળ શામા ચતુરસુજાણ તારૂ જોર તો કરજે તુ ઘડી સુની નહી મૂકુ હું; ઘટમાં વાત એ રીતે ઘડી વળતી વાત વિસારે પડી એ રીતે ઘડી વળતી વાત વિસારે પડી એમ કરતાં દિન વિત્યા ઘણા તોલ ન જાણ્યા તરૂણી તણા. એક દિન કોઇ ડોસી આવ્યાં ગહિણા વીસ રૂપુ ભાતીયાં ઘરડી ડોસી ઘર ઘર ધ્રુજતી આખ્યે તે થોડુ સુજત

થોડુ થોડુ સાંભળે સાંભળે ચણું મંદ મંદ ચલાવે ચર્ણું સોની ઘર આવીને રહે કારજ પોતાનું કહેઃ આવી મારી પુત્રીને પુત્ર શોભાગ્યું બધુ ઘર-સુત્ર કલાં મુજને કરી આપ; મારા માલ પ્રમાણે માપ તાહારી મહેનત માગી લે રૂડો ઘાંટ ઘડી દે તે ડોસા તે પાસે ઠરી, કરામણ તે નક્કી ઠરી. બેઠી ડોશી જ્યાં ઘરમા નાર, ઘડે ઘાટ બેઠો તે બહાર રૂપુ નવ ચોરાયું રેખ, બેઠી ડોસી નજરે દેખ. સોની કરે એ બનાવ ચોરે નહિ તો આવે તાવ, ચોરે નહીતો થાય ચિતભર્મ એ સોનીના કુળનો ધર્મ તસ્કર જાત સોનીની ગણી કોકિલથી એ બમણી ભણી સોની શા જેનું નામ, કરે ઝાંઝાં તસ્કરનાં કામ, ન ગણે બ્રાહ્મણ ન ગણે આર. ન જુવે માત ભગનીનો ખાટ ન ઓળખે અધર્મ કે ધર્મ નહિ સોનીને નયણે શર્મ પ્રથમ તો સહુ કોનું હરે, વળતો ખાય કે પુન્યજ કરે એ સોનીના કુળનો ધર્મ, કરે અહરનીશ એવાં કર્મ (છપ્પો) વણિક જાતનો ચોર લે મરડી ડાંડીને; કૃષી જાત પણ ચોર, લે ખોટ માંડીને કીશબ ચોર કોટીધા, અપરમપાર અપાર છે એ દિવસે બહુ દેખતાં. પણ સાચો સોનાર છે (દોહરો) જગતના. નથી આંગળી, કાપી લીધી હાય જગતમાં એ જાણવો. તસ્કર સહુનો રાય. ડોશીને કહે ડાહયો થઇ, સાંભળ મારી વાત બેસો ઘરમાં ઘરૂણી કને કહો વિગતની વાત ઊંઘ આવે તમને ઘણી,- વાંસો ફાટે વરત, ઓરડામાં નારી એકલી, ત્યાં બેસાડી તરત, ચિત રૂપુ ચોરવા તણું. મોકલી મંદીર માંહ. વાતો કરવા વિનતા ગઇ, તરૂણી બેઠી તાંય અરસપરસ અધિક કરી વિગત કેરી વાત એક ઘડી ધીરે નહી. એતો મહા ઉત્પાત જ-મતણી જરાતણી. પ્રીછવી સઘળી પેર ખાવું પીવું. બેલવું. પણ ધનમાં વેર, ડોશી કહે દુખ નવ ધરો. બાલ તણો જન્મ લેઇ બંધીઆને બાંધીયાં તે મુકાવી દેવ, રાત પડી રૂપા તણી.

કહ્યાં હોડે લીધ. ચાર ગદીઆણા ચોરીને, ડોશી કરમાં દીધ. ડોશી કહે સુણ દીકરા, વાત કહું એક સાચ સોનું ઘરમાં મેં સાંટિયું. ગદિઆણા સેં પાંચ તેના ઘાટ ઘડાવવા. આભુષણ રૂડા અંગ, ધિરતાં મન નથી ચાલતુ તો કયમ રહે એ રંગ. ઘરમાં માલ બીજે ઘણો ભર્યો પટારો પેર તે સુનો કયમ મુકીએ મણુસ નહી મુજ ઘેર સોની કહે માતા સુણો હું નહીંનગનો કાઢ આભુષણ બનાવતાં દિવસ થશેજી આઠ ત્યાં સુધી મુજ મંદીરે. રમો જમો ગુણ ગાઓ ઘરેણાં ઘડી આપીએ જરૂર લેઇને જાઓ, પટારે ભારે ભેદ છે તે મુકો મારે શીશ અમો નહીં ઉઘાડીએ તુજ મુજ વચ્ચે ઇશ. રામ હરામ હશે વરાં સુર્ય ચંદ્રની શાખ્ય; પેટી નહી ઉઘાડીએ કાલજડુ સ્થિર રાખ્ય. તરૂણિ કહે તું આવજે, પરમ દહાડે પ્રભાત કો આગળ રૂપે કરે એ વિસ્તારી વાત ( ચોપાઇ ) રીઝે ભક્ત દેખી શ્રી રામ રીઝે લોભી દેખી દામ; રીઝે છે નેસ્તી ધીને ધાડવે રીઝે વિપ્ર દેખી લાડવે રીઝે પંડીત દેખી પાઠ રીઝે ઠગ કાંઇ દેખી ઠાઠ રીઝે ગુણકા દેખી ગરથ રીઝે જેને જેવો અરથ રીઝે કાષ્ટ દેખી સુતાર રીઝે ડાકણ સે ઉતાર. રીઝે ખાતર પાડી ચોર કળા માંડતાં રીઝે મોર રીઝે કવિતા કરતો કવી રીઝે વાત સુણતાં નવી જુવતી દેખી રીઝે જાર સોનું દેખી રીઝે સોનાર દઈ દીલાસો ડોશી ગઇ તે પોતાને ઠામે ગઇ એક પાડોશીં પોતાતણો ફંડ હરામી ડાહ્યો ઘણો. તે સંગાથે મેલ્યો ઠાઠ રહેજો પટારે દિન આઠ; ખવરાવું પીવરાવું ઘણું, તોલ દેખાડુ તરૂણી તણું નહી આવવા દઉં ઉની આંચ સમ ખાધાથી માન્યું સાચ; પરભાત સમે સોના ઉઠીયો ગજ બંધનથી જેમ છુટીયો. આવ્યો બાઇ તણે બારણે મુડે હેમ લેવા કારણે મુકયો પાઠ અંગીઆર કાર સોની બેઠો તેણીવાર ડોશીને સમજાવી પેર આપે મુકી લાવ્યો

ઘેર કહી ઘરમાં નારીને વાત જો જો એક કરશો ખ્યાત પટારા પાસે બેશી રહ્યો કામકાજ તે મુજને કહો કરવા માંડયું સોનીએ કામ તેનું કોઇ ન જાણે નામ કાચુ કોરૂં સુખડુ ખાય પાણી બેઠો બેઠો પાય સોની ઘાટ પોતાનો ઘડે જાણે સોનુ રૂપુ જડે પેટી ઉઘાડતાં શાની વાર કાઢયો જુવતીએ તે જાર રાતો તાતો માતો ઘણું રૂપ રીઝયું તે રામાતણું ખાય પીયેને ખુબી કરે એક એકને દેખી દીલ ઠરે આઠ દીવસમાં આઠે યામ અહર નિશાએ કીધું કામ સોની બહાર અમાસે સુવે જાર બેઠા જુવતીને જુએ રમે રમત સારાં સોગઠાં સુવે સેજ આપે એકઠા એકે વાતની ન રહી નુન્ય કોઈ જનમનું પ્રગટયું પુન સ્ત્રીને જોબન છે ભરપુર નરનાં જોમથા વાધ્યું નુર ૭૨ (દોહરો) આઠમે દીન અરણોદય બોલ્યો શુભ સોનાર બઇ પોચાડી દેઉ હું મુકો મુજ શીર ભાર. આ ઘરેણું તાહરૂં આ સહુ તારો માલ આપ મજુરી માહરી તો તે કીધાં નાહાલ બેઉ જણીએ બળ કરી મુકયો સોની શીશ ઉંચકીને ઘેર લાવ્યો આપ ઉગમતે દીસ તાળામાં ઘાલી તારૂણી પરદેશી શુભ પ્રીત સોની કાંઇ જાણે નહી રામા કેરી રીત પાછળ ખુણે પછીતિયે સહુથી છાનો છેક ઉતર્યો એકાંતમાં શામા સોની એક ઉતારયો અવનીપરે અથડાયો અપાર વાગ્યું તે થઇ વેદના ભરે કીધું એકવાર તે સોનીયે સાંભળ્યું પડી મન મધે ભ્રાંત ઉતાવળો થઇ આવીયો આપ ઘેર એકાંત. સાચુ કહેરે સુંદરી મન માન્યાં દેઉ માન પટારે કુણ બોલીઉં મેં સાંભળ્યુ કાન સાદ કોનો મેં સાભળ્યો અરે કહ્યું તેં આજ મારા સમ સાચુ કહો લેશ ઘર માં લાજ. આજ મેં તો જાણીયો કોઇક પુરૂષ પ્રચંડ જીહું બોલે જાણજો દેશું તુજને દંડ વાંક શુનો મારું તુને. સાચી બોલે વાત નહી તો હું હાથે હણું, છેદુ કાનને નાક ૮૭ (ચોપાઇ) ધણીયાણી કહે સાંભળ ધણી, વાત કહું તુજથી ઘણી;

તાળામાં મુને ઘાલી જતા. રળીયાત તમારા મનમાં થતાં મરદામી તો ઘણી ભાખતા, અહંકાર રૂદે રાખતા કેટલીક વાત કહી કરજોડ વળી તમસું પાડી હોડ. રાખી તમારી નહી રહું. સત વચન એ સાચું કહું તમ પાસે તેડાવું જાર. તમ પાસે ઉપડાવું ભાર, સેજ્ય તે તમારી પાથરે તમને સુવારૂ સાથરે; નોઓ તમે ન માની વાત અધિર ઘણું તમારી જાત, કહ્યુ તે થવાય એવાં થજો તેડાવજો કે તમે જજો તે તો મેં રાખ્યો કાયદો ડોસી સાથે કર્યો વાયદો. શીઘ્ર પટારો તું લાવીયો તેમાં કોઇ પુરૂષ આવીયો મહા પ્રચંડ તે નૃપનું તુર સાચો નર સંગ્રામે સુર મનોહર શહુને અચરજ અડે કામવાસના પુરી પડે તારા ભોળે તુ ચુકાયો સેજ સમીપે તે મુકીયો તે નરને મેં કાઢયો બહાર થયાં એકઠા નરને નાર તે ભેગી હું બેસી જમી આઠ દિવસ હું રંગે રમી શુભ પ્રકાર મળ્યો સંજોગ મેં ભોગવીયા રૂડા ભોગ સાત દિવસ રહ્યાંતાં મઉન પુરવ જન્મનું પ્રગટયું પુન તું ઘડતો તારા ધ્યાનમાં અમે તો અમારા તાનમાં થયા આઠ કરતાં દીશ તમો પટારો લીધો શીઘ્ર. ઘર સુધી પોચાડગો તમો એતો સાચું બોલ્યાં અમો વચન કહું છું તેતો વેદ એ વાતે નહી ભ્રાંતિ ભેદ.

(દોહરા) સાચુ માન્યું સોનિએ કરમા ગ્રહ્યો કટાર મારવા માંડી કોપથી બાળપનાંને ભરથાર શાબાશ શાબાશ સલક્ષણી શું બોલી મુજ સાથ ન હોય કદિ રાંકડો જોજે યારા હાથ શીઘ્ર કહું નહી તાહરં તો અંબાની આણ્ય, મારે મોડે માનીયું વીપરીત બોલી વાણ્ય. કહેતાં તો કહેવાઇ ગયુ વિત્યુ તે વરત સવળાનું અવળું થયું માથે આવ્યું મરત. પોપટ કહે પ્રભાવતી ચતુરા ચતુર સુજાણ કેઇ રીતે સાચી પડે રીતે બચે પ્રાણ. એ રામા થી રીતે ઉગરે શી વીસ્તારે વાત કમમ અવળુ સવળુ પડે કમમ કરતો રહે ઘાત કરતાં પાપ તો સેહેજ

છે ભોગવવાં બહુ ભાંત. જો જાણો તો કહો મુને આપણ છું એકાંત, ક્હાડી કટારી કંથડે ભાંત નથી કાંઇ ભેદ અક્કલ હોય તો ઉગરે વિદ્યા વીજારી વેદ સારી પેર શીખવું. ભાગ્ય તમારો ભેદ એક વીધા કીધી અતી રામા ચત્રરીની રીત પતિ પાગ્ય પડાવીયો પુર્ણ આણી પ્રીત રામાએ ત્યાં કેળવી, વીજારીની રીત મુકાવી તાળા કુંચીઓ મુકયાં ઉઘાડાં દ્વાર કર જોડાવ્યા કંથને ભામનીયે રાખ્યો ભાર. પાયે લાગી પ્રભવતી, શીખવ વીદ્યા એહ પછે કામ એવાં કરૂ દુધે વુઠે મેહ.

( ચોપાઇ ) શુક કહે સુણ વનીતા વાત રામા ઘેર રહો એક રાત વિનતાને મન વાણી વશી હેત પ્રિત ઘણેથી હસી શુક કહે સાંભળ કમની ભોળી થઇ ગઇ તે ભામની મારે કંથ કટારી જેમ ભલે ભલે મુખ બોલી તેમ વાત દુઃખની મનમાં વશી ખડ ખડ ખડ હેતેથી હસી તાળી આપી સ્વામી સાથ હેત પ્રીતથી ઝાલ્યો હાથ કેવા તમને છેતરી લીધ કેવી વાત બનાવી કીધ મુરખ સાચુ માન્યું તમો એવાં કામ કેમ કરીએ અમો કઠે વાહયો હેતેથી હાથ શામા બોલી સ્વામી સાથ અરે મુર્ખ કેમ મારે મુને મૃત્યુથી ઉગારયો તુને તુજ ઉપર કોપ્યાતા હેવે જરૂરપણે જાતો તો જીવ તેતો જાલમ હુતો જક્ષ તુજને કરતો તો ભક્ષ. તે કહે સોનીનું ભક્ષણ કરૂ વળતો હું તો તુજને વરૂ રાણી કરીને રાખુ ઘેર પાપી એવી કરતો પેર. મેં જાણ્યુ એ નીશ્ચય હશે પાપ પુન્ય ફરે નહી ગણે મેં તે સાથે પ્રીત કરી ચાલ્યો પટારે છેતરી. પ્રથમ પટારે પેસો તમો વળતી સંજોગ કરશું અમો ભોમાણો; પેઠા તે માંહ મેં તો તાળુ દીધું ત્યાંહ મુવો હશે કે વળતો મરે આપણને પાપી શું કરે પેટી સાથે એ આણીયો તું તારે સાથે લાવીયો. ૧૧૭ (દોહરા) સોનીને સમજાવ્યો વાત કરીને વેદ શીદકે

આવી ડોસલી ભાગવા મનમાં ભેદ. સોની તું શાણો ઘણો કુડી તારી કામ્ય મુજ ઘેર મડદું મુકીયું તેનું તે શું નામ. પુરૂષ કોણ પટારીએ મારી બાંધ્યો મુઠ મુકયો મંદીર મદરે પ્રાક્રમ કીધું પ્રૌઢ રાય રંક કે રાજવી શાહ સુબો સુલતાન એતો કહે છે દક્ષ હું એનું તે શું, નામ એક ઘડીમાં જીવતો દેખું એનો દેહ પણ એક મડદું થઇ પડયો રહે છે તેહ સાચું માન્યું સોની એ જાણશે બધું ગામ શુંળી દેશે દેશ પતી થાશે વીપરીત કામ, સાચુ માની સર્વથી. બીને લાગ્યો પાય હામ આપ્યો કાં ડોશીને ઓળખીએની આંચ, ડોસી કહે સુણ દીકરા મેં કીધું પૂરણ કામ. ભૂમિ ખણીને દાટતાં. વીપરીત થયું તે ઠામ, ભડ ભડ ભડ ભડકો થયો ઉડી ગયો આકાશ એનો કાતર ધ્રાસ્યું. કરત આપણો નાશ ૧૨૬ (ચોપાઇ) કહાય જો રહેતો જક્ષ, તો આપણને કરતો ભક્ષ, અરે બાઇ એ ભાવટ ગઇ, કહે સોની મુજ શાંતી થઇ. તમો પ્રાણ તણા આધાર. તમો હૈડાના હાર. નારીને બહુ દીધાં માન. હાજર કીધાં ફોફળ પાન આધરપણું તે નરનું ગયું, કારજ તે નારીનું થયું, અચી ચુકયો શું પ્રાણુજ હરે, સમય મનનો મનમાં કર. ૧૨૯ [દોહરા] સોની જાત શાણો ઘણું, મુરખ કર્યો તે મેળ; વીજાર વાઘાની ખાણને, બનો દેખાડયો ખેલ. એવાં ચીન્હ ચતુરાઇનાં વીવીધ વાત વીલાસ, કથા બે પુરણ થઇ, કહે કવી શામળદાસ. પડીત જન કરશે પારખું, સૂણજો સાંજ સવેર; ગ્રંથ રચ્યો ગુણનીધી, જશવંત નર ઝવેર. શ્રોતા વકતા સમજતા કહે કવીતા કરજોડ; શામળભટ કહે બોલજો. જય જય શ્રી રણછોડ.

---

# વારતા ૩ જી.

( દોહરો ) દુંદાળો દુખ ભંજનો, વપુ જોબન વેશ; ઉમાને અંગથી ઉપન્યો. ગૌરીનંદ ગણેશ શુભ સંવાદ શુક બ્હોતેરી, વિદ્યા વિવેક વર વાણ; પ્રેમી જનને પ્રીય છે. ખરી અમ્રત રસ ખાણ. તારૂણી તે ત્રીજે દીવસ જારી રમવા જાય; આવી ચોપટ પાંજરે ચતુર પુરૂષને ચાહ્ય; શાબાશ શાબાશ સુંદરી, જોખ જારીએ જાઓ. જાતરણું સુખ ભોગવો લ્યો લાખેણો વેશ, લાહો. કદાચીત ત્યાં સંકટ પડે, વાંકુ આવે વેદ; તો ત્યાં ચતુરાઇ કેળવી, ભણજો રૂડા ભેદ, પ ધન્ય ધના સુતારને કીધું જેવું કામ, કષ્ટ પડે તેવું કરો તો તો થાયે નામ; પણ ખેંચી રહી પ્રેમદા, પુરણ કહો એ વાત; ધનો સુતાર તે કોણ છે કણ જુવતીની જાત જાર વિઘા કેવી કરી કરી વિજારી વાત ; આદ્ય અંત માંડી કહો મોડયું જેણે મર્ત. શોક ચીંતા તજ સુંદરી, જેહ સજ્યાં છે સોળ, તજ કડકડતાં કાપડાં તજ તાતાં તંબોળ, બીને વરતરે ભાવથી અધીક કરજો અરજ, તો તે વિઘા શિખવું, જો હોય ગુણની ગરજ, જેવું કહ્યું તેવું કરયું. સાંભળવા શુભ વાત; શુક કહે સુણ સુંદરી રહો આજની રાત, પુરણ ગામ પુનાદરૂ. નારાયણ નૃપનું નામ વરણ અઢાર વાસો વસે ગુણવંત રૂડું ગામ ધનો સુતાર એક ધનપતિ; વૃદ્ધ તેહનો વેશ; દાતા વડો ડાહ્યા પણે નામનો બધો દેશ પોતે પાસઠ વરસનો અપુત્રવંતો એહ. પંદર વરસની પ્રેમદા દીવ્યરૂપી છે દેહ, ત્રીજી વારની તારૂણી કુંવર પામવા કીધ, પ્રીત પરસ્પરે ઘણી. વૈભવ ઘેર બીધવીધ પોળ કમાં સીપાઇના, વાસે વસે ઘર વીશ. સરદાર ધનો શીરોમણી ભોગવે ભોગ નીશદીન વચન કોઇ લોપે નહી, છુવે તેથી ક્યાંય. કાગા ઓલ-

બાળાં તેહનાં મોટામાં પદ્દી મનાય રંભા ઘેર સુલક્ષણી, વીભીચારી જાત તેહ. અરસપરસ જાણે સહુ ડહાપણ બધો દેહ નીંદા સહુ પુઠે કરે, કથ ન પીછે પેર, હરખ હેત હઇડે ધરે, ધરણી પરને ઘેર. એક દીવસ એક મીત્ર જન. ધનાને મળ્યો એકાંત અર્થ હતી ચાંડી કહી, ભાંગી મનની ભ્રાંત નીત નીત એ ન્યારી રમે, વીનતા વીષય વીખ્યાત, તમ અગળ કો નવ કહે. વીસ્તારીને વાત નીંદા કરે નરનાર સહુ. તમને કોઇ ન કહે, સાચી વાત તો હું કહું લક્ષણ હોય તો લહે. સુતાર તે સમજી ગયો, આળસ મોડી ઉઠ, કેમ માનુ એનું કહ્યું, જોઉં સાચું કે જુઠ. શું જાણું એ શા માટે, વિપરીત મોટી વાત, કાને સુણ્યું ન માનીયે. નજરે જોયું સાચ ઉતાવળા કામ ન કીજીએ, રૂડી કે ભુંડી રીત, ઘરસુત્ર કેમ ભાગીએ પર હરીય કેમ પ્રીત, રાત સમે રામા કને, વાતે બેઠો વેશ. સમજાવી તે સુંદરી, પેતે આપ પ્રકાશ, વાહાણે કાંધો છે નાયકોં, રાયનો ખડવો રથ. સરપાવ લેઇશું સોનાનો!, જડશે જજો ગર્થ. ગામ કોશ આઠેક છે, દિવસ થશે ત્યાં આઠ, મુંપી આવીશ સુતારને, ઠીક બનાવી ઠાઠ, નારી કહે એ તો નહીં નયનાં ભર્યાં નીર. આઠ દિવસ રહું એકલી, તો પડે મુજ શરીર, ખાવું પીવું નવ ગમે, કષ્ટ પડે મુજ કાય. જાઉં વિજોગે પલકમાં, ઘડી વરસ સો થાય, નયણે નીંદ આવે નહીં. સજુ નહીં શણગાર; અન્ન ઉદર ભાવે નહીં, ભુવન વિના ભરથાર, જાણું રૂડું કે માનની, ધણી વિજોગે ધેણ, એવાં રહેશે સહસાધા, કામ્યની બેસી કેણ, રમવું જમવું રીઝવું, હસવું હરખવું હેત, તેહ તજુ હું તમ વિના, આરોગું કેમ અન્ન, નીંદ્રા નાવે નાથ વિણ, તારુણી તજશે તન. સુતાર કહે સુણ સુંદરી સત્ય વચન એ સાચ; જે તે રીતે રહી પ્રેમદા, ગયા દિવસ ત્યાં પાંચ, રોઇ ઘણું

સામા રૂદે નીર ચલાવ્યાં નેણ, ગદગદ કણ્ઠે ગળી ગઇ; વદને ન બોલે વેણ. સમ ખાઇ સંતોખ્યાં, હેતે વાળ્યા હાથ; જરૂર પણે જાવું ઘટે સોબત રૂડા સાથ. વાંસલોને વળી વેંધણું, કરવત સાડી લીધ ધનક દેને મુકી ધને. કીધું કારજ સીદ્ધ બૈપર કહે બલા ગઇ, છાની કરતા રીત, કબેલ કરીસ કરારમાં, પાંચ દિવસ તો પ્રીત, જુવો નારી મોટે કર્યો, કાલાવાલા કરોડ, આવએ તને આદર્યું જારી હાંકી જોડ. પોહોર રહ્યા જ્યાં પાછલો. કોરા લીધા કુંભ, પાણી લેવા તળાવ ગઇ; રૂદે રીઝયાં રંગ પછીત પાછળ પતી રહ્યો. પેઠો પરઠી પેસ. સુતો પલંગ તળે જઇ ગુપ્ત પોતાને ઘેર નીર ભરે નારી જદા, નર એક રૂડો દીઠ; નિરખ્યો નરપતી સરિખો, અવર ન પૃથ્વી પીઠ. કુળ વંતો વહાલો નહી, નહી પંડિત નહી સુર; એક વહાલો જે ચિત વસ્યો અથવા જેમાં નુર સાન કરી સમજાવીઓ, રહોજી મારે ઘેર રમો જમો રાજી રહો કરોજી મુજપર મેહેર. પંથી કહે સુણ પ્રેમદા ચિત્તથી એ નહી ચાહુ મારી નાખે કા મુને, જીવ મારેથી જાઉં. બીખે મારી બામની, બીખે મારો તન, લાભ એમાં શો લીજીએ. મેળવતાં તુજ શું મન; કદાચીત બીડ માથે પડે: સુણે કુણ મુજ સાથ સામા તું છુટી પડે. કાને દઇ બે હાથ મુજને દેવરાવે શુળીએ, રાખણ હાર તોણ. માટે હું આવું નહી. શીખ્યો વિદ્યા એણ, સમ ખાધા સુંદરી; વસમાં આણ્યા ધણ, ઉના વા વાશે નહી જો કરશે જુગદીશ સંકેત બતાવ્યાં સુંદરી, ડહાપણુથી ગઇ દેશ પગલે પગલે પંથીએ કર્યો પુર પ્રવેશ મન્દીરમાં ગઇ માનની, શોભીત કીધી સાન, પંથીને બહુ પરણમી, દીધું જીવતદાન પલંગ તળે તો પોઢીગો; સ્વામી જે સુતાર પુરૂષ દીઠો જ્યાં પારકો થઇ ત્યાં. વાત નિરધાર. ઉદક મોદક મુકયા આણી, ખાંડની ખેળા તેલ, મરજન કરવા માનની, રૂડી રંગની રેલ

વારે વારે લે વારણાં. ઓપાવે આલિંગન; ભક્તિ પર ભરથારની, જુવે હેતેથી જન. પાક કીધા શુભ પ્રેમદા, સાલ દાળને ઘર્ત ચોળ્યાં ગ્રાઝાં ચુરમાં. તરતા બેઠા તર્ત ખાનપાન તરતીબથી, તાન વાજાંને ગીત: માન સન્માન શોભીત સદા, પરસ્પર રાખે પ્રીત. હાવ ભાવ કટાક્ષથી, નેણ ફરકમાં નેણુ, શેત્રંજ ગંજીફા સોગટાં, વદને અમૃત વેણુ આલિંગન આદર અતી, દેત નખ શીખ મીઘ; હાસ્ય હાસ્ય કથારસ વારતા પરાક્રમ વિધ સુતાર પડયો નજરે, જુએ ડાબો પણ બહુ દીશ, દંત કરડી પડી રહ્યો, જાણે છિદ્ર શીશી, જાણ્યું હાકમ લુટશે, નાત કહાડશે બહાર, એક વાત ન વહશે, વિચાર વારંવાર, અંગ ફુલાકું દાખવે, કરે હાવ ને ભાવ, નેણુ નચાવી ચાગવે, બહુ બુદ્ધિથી બનાવ બે જણુ એકઠાં જમે. જમાડે જુક્ત. એક એકના પ્રસ પ્રાશન કરે ભાવ દેખાડે ભક્ત, પાન ચવરાવ્યાં ચવાવ્યાં તંબોળ છંટાણાં તાંપ કરજાડે આળસ મરડે અતિ મન ગમતું માંહો માંહ રાત પડી એમ રીઝમાં દિપક ઝાકઝમાળ શેજ્ય કુસુમની પાથરી ચતુરાઇ કેરા ચાલ, હસ ગિતને અવાજ જગ રાજ રિધ રૂપ અન્યો અન્ય આનંદમાં, તે ભામનીને ભુપ, ધણી બેઠા દાટે જુવે વધુએ વાવ્યું વેર એને કાયમ મુક જીવતા પ્રગટ હળાહળ ઝેર, શીશ કાપુ જઇ વાંસલે કે વેધુ વેદ, ભવ ભરતાર ભુંડા ભજ્યો ભ્રાંત ન રહી ભેદ પોપટ કહે પ્રભાવતી ધણીએ દીઠું દ્રષ્ટ ખરેખરા તે ખિજીએ કાએ પામ્યો કષ્ટ એ નારી કયમ ઉમરે રૂડી જણાએ દૃષ્ટ સતી પણું કેમ સાચવે, પતિ પડે કેમ પાય ભ્રાંત ટળે ભરતારની આવે એ શુ હેત કયમ નારીને નર જમે. સજન કુટુંબ સમેત. કયમ જાય એ પુરૂષ જીવતા કયમ પોચે એ ઘેર કયમ થાય સતી શિરોમણી પારખો તો કહો પેર માનની કહેરે સુરખા પોપટ પંખી પ્રિત જુરંતી મહેલે જીવતી કયાં પુરૂષની

રીત હોય જો કાને સાંભળ્યું સમ ખાઇ સાચી થાય દીઠો પોતે દાખીયો, તે કયમ જીવતો જાય જમ્યાં રમ્યાં સુતાં સહિ કરતાં એવાં કામ દિઠું તે કયમ માનશે ઉગરવા કોણ કામ શુક કહે સાંભળ સુંદરી વિજાર તણો વિવેક સાચી તો શામા થઈ નિરમળ વાત કહિ એક આજની રાત અહીયાં રહો નારી જાજો કાલ્ય તો સહ વિદ્યા શિખવું ચતુરાઇ કરી ચાલ. કરજોડી કહે કામની ન રહે ધારણ ધીર એ અબલા કયમ ઉગરે તે કહે માહારા વીર ૭૭ ( ચોપાઇ ) કહે શુક સાંભળ સાચી વાત સંભળાવુ તુજને સાક્ષાત સેજ તળે સુનો સુતાર તેણે મનમાં કર્યો વિચાર અકળાણો આકુળવ્યાકુળ થાય નીશાશા મુખથી મુકાય અરે વચન મુયું જેટલે તરૂણી તે ચેતી તેટલે રખે અચ્યા તે જોતો હોય કંય અંબેરો દિશે કોય કાંઇક કોતુક છે કો જન માનનીએ વીચારયું મન મારા ઘરમાં નહિ જીવજંત કહો જડે કયમ તેનો અંત રખે ઢુકતો હોય ઘણી ચિંતા પેઠી મનમાં ઘણી. ઉઠી વિજારી વાત ન કરે તો તો ઉતપાત તે સ્ત્રીનો ધણી છે તળે, વળી વીજાર નારીને ગળે વસ્ત્ર વિસરજન છે તે તણું સે છે બ્રાહ્મીં-મન બેઉ ઘણું; એવામાં પોપો આવ્યો રૂદે જાર પ્રતે તે વાણી વદે, સાંભળ પંથી મારા મિત્ર તુ છે જાતે પરમપવિત્ર; કારણ કહુ મારા મનતણું અઘાપી હેત તુજ ઉપર ઘણું; રખે મુજ સાથે સંગમ કરે હવડાં તુજ મરે; મારા સાથે સંગમ થશે. તારો જીવ જરૂરી જશે. મારે પતીવ્રતા વ્રત જાણ. તારે તજવા પડશે પ્રાણ તારે જાર તેનો બોલિયો, મનતણો પડદો ખોલીયો, મુજને તેં તેડયો છે કેમ; સાચુ ન કહે તો મારા સમ; એટલું કરે ન લાગ્યું પાપ હવે સતિ કયમ થાએ આપ તારે નારી બોલી તેહ. નર સંગાથે આણી નેહ; સિતેર પ્રકાર કરશો સંજોગ, ઇકોતેરમો કરવો ભોગ નવાણું ભાગનું કારજ.

થયું એક ભાગનું બાકી રહ્યું, તુજને હું ચેતાવું તર્ત, માથે તારે આવ્યું મર્ત ભોગ કરીશ તું એવો ઉણુ; પલક એકમાં જાશે પ્રાણ; તે હત્યા બેસે શિર મુને તે માટે ચેતાવું તુને તારે તેણે જોડયા હાથ. બોલ્યો તે રામાની સાથ તે શા માટે તેડયો મુને હવે કેમ હત્યા બેસે તુને કેમ તેં મોત જાણ્યું માહરૂં, કેમ જ્ઞાન અવધી તાહરૂં પ્રથમ મુજને તેડયો કથમ, સાચું ન કહેતો મારા સમ. ૯૩ (દોહરો) માન્યની કહે મિત્ર સુણ વારૂ કહું એક વાણ; જો વાત જુઠી કહું, તો ઇશ્વરની આણ, મારો મારા કંથનો, હિસંતો જુદો દેહ; પ્રીત મીનને જળ સમી જેમ પીયુતને મેહ. જેમ કોકલને આંબાવન, જેમ ચંદ્રને ચકોર, જેમ અગ્નિને વાયુ, જેમ મેઘ ને મોર, જેમ કૃષ્ણને રાધિકા. જેમ રોહણીને ચંદ્ર જેમ રનાદેને રવી, જેમ ઇંદ્રાણીને ઈંદ્ર એક ઘડી રહીએ પરાં, વર્ષ બરોબર થાય એક દીવસ રહેવું પડે, જરૂર જીવડો જાય; કંથ વિના રહેવું પડે તેથી રૂડું મર્ત માટે ગોર પુજી ઘણી કરયાં આંબાનાં વ્રત કંથ પહેલાં હું મરૂં, એટલું માગું ઇશ, ગયા આજ ગામોતરે દોહલા મારે દીશ માહરા ચીતમાં હું અતી આકુળવ્યાકુળ થાઉં, આધી પાછી સેરીએ જીવ વરાંસે જાઉ હું છું સતી શીરોમણી, અબળાનો અવતાર; પર પુરૂષ પરખું નહિં, જરૂર ન જાણું જાર. જુઠું તે સ્વપ્ને નહી પરશુ ન કરૂં પ્રીત; ન કરૂં કુડ નથી કપટ, રામ દુહાઇ રીત કરગરી કહું કીરતારને, તનમનથી હું તર્ત; માહા રૂદ્ર પાસે માગીએ, માટી પહેલું મર્ત. નારી શુની ઘડી રહે. ધણી વીના જે ઘન લક્ષ વીંછીની વેદના. ઝેર હળાહળ અન્ય તે બેઉ પરગામે ગયા દુખ પામું હું દેહ, વાટ જોતીતી તેહની જેમ દાદુરની મેહ, ટોળા વછોઇ મૃગલી, જેમ રોતી હોય રાન; તેમ હું ટળવળતી હતી, જેમ બુડયા હોય વહાણ એક ઘડી એક વરસની, સત કલ્પ થય સાથ, તે મન

જાણે માહરૂ, દિવસ જશે કેમ પાંચ એટલે વીપ્રજન આવીયો, પ્રોહો પંડીત રાજ; જાણે અંતરીક્ષથી ઉતર્યો હોય ઇશ્વર જયમ આજ. જન્માક્ષર જનમોતરી, જાણે પૃથ્વી પવિત્ર; જાણે ધ્યાન તે જંભના જાણે ચિન્હ ચરિત્ર, અંગમ નિગમ આદર લહે. જાણે ભાવાર્થ ભેદ; જાણે શાસ્ત્ર પુરાણને, જાણે વ્યાકર્ણ વેદ હાથ જોઇ જાણે સહુ, સામુદ્રીક સેધાણ; ભુત ભવિશ વર્તમાન જો, આગમ તણા એંધાન, વાત કહે મનડા તણી, તે વેળા તે તર્ત સુખ દુખને હાણ વધ, જાણે પોતે મર્ત: શેરી ફેરી સુંદરી; હેને દેખાડે હાથ જેને જેવુ નીપન્યુ તેવી કીધી વાત તે મે તેડયો મંદીરે; જોયો નર નિરદોશ; પુજી ખરચી પૂછીયો, તે જોતીક ને જોશ પ્રશ્ન કરી પંડીત કહે તુને સાચુ કહુ, જેહ લખ્યું જુગદીશ કરગરતે કહ્યું કરગરી, શપતા દીધા સમ તારા મારા તાત છો. સાચુ ન કહો કયમ, તારે તે વિપ્રે કહ્યું નિતીમાન તે ન્યાળ; આજ તણી મધ રાત્રીએ, કંથ તારાનો કાળ નિશ્ચે મરશે તુજ નાવલો હોશે તુજને હાણ; વચન મિથ્યા જાશે નહી, વેદ વચન નિરમાણ તારે હું પાયે નમી કીધો મેં બહુ કરોધ; પ્રાણ તજવા મેં માંડીયા, પ્રશ્ન તણે પ્રતિબોધ મારો સ્વામી કેમ ઉગરે. તે કહોને મહારાજ; કહો તો દેહ મારો તજું, આ વેળામાં આજ કહેતો આભુષણ આપીએ લુટાવુ ભંડાર; કહે તો જોગણ થઇ ભમુ ઉતારૂ શણગાર, પૃથ્વી પ્રદક્ષણા કરૂં, કહો તો કરૂં કાંઇ વરત અપવાસ કરૂ અટ માસના શીયળવતની રાત કહો તો ચંદ્રાયણ ચોપણા કહો તો નાહુ ગંગ; જેમ ઉગરે મારો ધણી રૂડો બતલાવે રંગ ચાર ભાઈ ચતુર મરે, પાંચમો મારો બાપ; છઠો મારો જીવડો, આપુ આપો આપ, કથ મારો ઉગરે, પ્રભુ કહો તે પર, બાંધ્ય ગ્રહી બેસારીયો ગુણવંત રાખ્યો ઘેર. વિપ્ર વળતો વાણી વદે સાંભળ

મારી માત કંથ ઉગરે તાહરો તે કહ્યું સાંભળ વાત લાજ મુકું છું લક્ષવરા કહું તેવું કર કામ સુંદર તજો સતીપણું જો ઉઘડે હોય હામ. પાણી લેવા પરવરી તળાવ વગડે તીર નીર્મળ નારાયણ કરી શુદ્ધ થાઓ શરીર વટેમારગુ વાટનો જાતો દેખો જેહ તેડી લાવો તારૂણી નરશું આણી નેહ, ભરતાર પેરે ભકતી કરો બીન ન રાખો ભ્રાંત કંથની પેરે તેવડો અધિક થઇ એકાંત લજ્યા લેશ કલેશમાં, નેક ન રાખીશ નુન્ય; ન ગણીશ કંને પોતાનો પરકો, ન ગણેશ પાપ કે પુન્ય જમાડજો રમાડજો ગમાંડજો ગુણ ગીત; આલીંગન આપાવજો, પતી થકી બહુ પ્રીત, એટલું કરજો કામની, ઉતરશે તારી ગાળ; મધ્ય રાતે મટી જશે, કંથ તારાનો કાળ. પર પુરૂષ જે આણશો, ભાવે કરશો ભોગ; તરત પ્રાણ તેના જશે માચો એ સંજોગ સીધુ આપી સંતોષીયો વિપ્ર વળાવ્યો વર્ત, તે વેળા તળાવથી, તમને તેડયાં તર્ત. ખાધુ પીધુ ખુબી કરી, રાજી કીધું રાજ; આલીગન અંગે કરયું, કંથ જીવાડણ કાજ. મારૂ કામ મેં તો કર્યું, થાશે કૂશળ ક્ષેમ; જ્યાં સ્વાર્થી મારો હશે. ઉઘડુ થાજો હેમ. કાળ વિત્યો મુજ કંથનો. પણ તારો છે કાળ; ચેતે તેમ ચેતાવિયે, મુજમાં તો એ માલ, ત્રણ પોહોરનો મિત્ર તું પામે જયારે મર્ત; અમો પાપ કયાં છુટીએ. માટે ચેતાવું તર્ત. હું સતી શીરોમણી. કુડું ન કરૂં કામ. કથ માટે કરવું પડયું તે જાણે શ્રી રામ. ત્યાં તે ચેત્યો ચતુરનર, તે કહી વારૂ વાત; હું તો તારો દીકરો, તું તો મારી માત જણસને શું કીજીએ જેણે તુટે કાન; તુનો મારી માવડી દીધું જીવતદાન. પલંગથી હેઠો ઉતર્યો. તજી જુવતીનો જાર; ચેતાવ્યો ચતુરાઇથી, સ્ત્રીએ રાખ્યો ભાર. કોપ ચડયો તો કંથને જે છેદતો શીશ; તે ગુણ જાણીને ગળ્યો. રેષ કરી નહી રીસ, સાબાસ તુજને સુંદરી, શાબાશ તારૂં હેત, પ્રાણ તજત

પોતા તણા પીતા ભ્રાત સમેત ધન ભંડાર લુટાવતી કરતી તીરથ વ્રત જેમ તેમ કરીને માહરૂ મરત નાંખ્યું મોત લાજ લોપી પોતા તણી વિપરીત બોલી વાણ ગામ ઠામ ભેદે કરી ઉગારયા મુજ પ્રાણ એ નાર તણી નીંદા કરે કો પુઠે બોલે પેર. તેને કુટુંબથી કહાડાય તેડુ નહી

મુજ ઘેર ઓને બહુ વાના કર્યા, સ્તુતી કીધી તે સાથ; સગા સહોદર સહિત તે વેચાણ અબળાના હાથ. રવામી નિસર્યા સેજથી પ્રીતે પ્રણમ્યો પાગ વારૂ વાંક ક્ષમા કરો રહ્યો જોવા આ જાગ ભુંડે લોકે ભંભેરીગો ભામનીનો ખોવા ભાર તેને ઘેર તેવું થજો તું મારી આધાર. વિજોગ

પડજો એ શતરૂને ભાગો તેનું ઘરસૂત્ર નારીની નીંદા કરી ગરજો તેના પુત્ર. વણ વાંક મરાવતો સતી શીરોમણી નાર તેને હું તેડું નહીં રાખું નહીં વહેવાર હેતે પ્રીત દેખા નવ શકે કરે તે નિંદા નેટ તેને તેવું દુખ હજો ભોગવજો પીડા પેટ ગાળો દીધી તેણે ઘણી લોકોને હશ

વીશ જુવતી કેરાને જાર પાગ નમાવું શીશ આજ થકી જે જીવીએ તે તારો પક્ષાપ નવો અવતાર આપ્યો તમો વેદ પુરાણે છાપ. પરણો કરી પાંચ દીન રાખ્યો રૂડી રીત વસ્ત્રે પાંચ પહેરાવીયાં પુરણ આણી

પ્રીત વેચાણ વિનતાનો થયો હેતે જોડયા હાથ કુટુંબને આગળ કરી. ઓને તેડી સાથ નીંદા કરે મુજ નારની પુંઠ જુવે જો પેર તે સહુ

શતરૂ માહરાં ન આવશો મુજ ઘેર, ઓ આગળ સર્વે કરી માંડી વાત વિવેક; નિશ્ચ ચર્ચા હું નિસર્યો, જોવા તારા નેક. લાખીણા કીધા લાડવા આભુશણ અપરમપાર. વેચાણ થયો વરણાગીઓ. ભામનીનો ભરથાર, ચતુરાનો ચાકર થયો, ન કરી લજ્યા લોપ; જીવ્યાં પર્યન્ત

જશ લહ્યો કદી ન કીધો કોપ પોપટ કહે પરભાવતી આવડે એવાં કૃત તો તો સુખે પરવરો નહીતો પામશો મરત. માનેલ કર્યો તે માટિડો

જેણે દીઠું દષ્ટ તેણે છત્ર છાયા કરી થઈ પુષ્પની વૃષ્ટ, જારને જાદુ સમજાવીઆ કાને સુણાવ્યું કંથ જાર વિદ્યા એતે ખરી. પ્રેમદા કરે પંથ, શ્રીગૌડ માળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ; ઝવેર જસવંતા આત્મજે; કહે કવિ શામળદાસ શ્રોતા વક્તા સમજતા, કહે કવિતા કરજોડ; શામળભટ કહે બોલજો, જયજય શ્રી રણછોડ.

# વારતા ૪ થી.

(ચોપાઇ) સ્મરણ કરૂં શ્રી સારદામાત, પુજો શ્રી ગણપત સાક્ષાત, શુક બોહોતેરીનો સંવાદ, અંતમાં આણી આલ્હાદ. ૧ ત્રીજા દિવસ કેડે તારૂણી, કામ્યની કામાતુર કારૂણી, શણગાર સજ્યા બસેરી બાત, રામા નિસરી પડને રાત. ચોથા દિવસ કેરી ચાતુરી, અતિ ઉન્માદ અંગે આતુરી; એટલે પોપટ બોલ્યો વાણ સાંભળ તુંતો ચતુરસુજાણ. માન્યુ છે અમારૂં મન, તુજને તો કહું છું ધન ધન; રમી રાત વેહેલાં આવજે, નવી વાત રૂડી લાવજે, સંકટ પડે થાજે સમરથ. વગોવાણો તેનો વ્યર્થ; દેવરાજનો નરોતમ નહાની કન્યા વરયો તો જયમ. નહાની વહુએ કીધું કામ કરજે એ સંભાળી ઠામ, ઘણા હેતથી વિનતા હશી, વાણી શુકની મનમાં વશી. ૬ (દોહરો) પગે બેંચી રહી પ્રેમદા, સાંભળ શુક સુમત; તમે વાત રૂડી કહી, ચોટી મારે ચીત. નરોતમ નર કોણ છે; કોણ છે નહાની નાર શી વિધા કેની કરી એ બમે રમિ કમ જાર. નારી કહે મુજને કહો, પક્ષી જાત પવિત્ર; રોજ કરૂં છું તેમ કરૂં, શિખ સારૂં ચરિત્ર; નારી નાહી નિરગાં, બીનાં પેરયાં વસ્ત્ર; છો ઉપર આસન કર્યું. તેહથી ટાળ્યો દસ્ત્ર. ૧૦

(ચોપાઇ) ગંગા ગોમતી વહે છે જાહ, ગામ એકહતુ રૂડીપર તાંહ, દેવરાજ શ્રાવક વાણીયો જગ આખામાં તે જાણીયો. નરોતમ નાનો એક પુત્ર, શુભ શોભીત અને ધરસુત્ર નહાની વહુ પરણ્યો તે નાર, અતિ શેહાણી અપરંમપાર; કામવતી ને રૂપવંત, મહા મનોહર મોટમે મંત; વણીક જાત ન જાયે વહિ. દિલ પોતાને તો તો ડાહિ. ગામ વચે માંડે તે હાટ, વેચે સોદો વેહેતી વાટ; શેરીમાં છે મંદીર એક, રહેવાનો ત્યાં ઠામ વિવેક. ૧૪ ઘર હાટ જુદાં છે જ્યાંહ એક

ચોટે એક શેરી માંહ; રાત પોહોર જાયે જાહરે, પોઢવાની વેળા થાય તાહરે, હાટ મધે તે તો સતી ચોરચખારના ભયની વતી; હાટ સુવા નીત નારી જાય, વાટે એક તમાસો થાય, હાટે પોઢે ધણીયાણી ધણી, ગુણ લક્ષણને પ્રીતી ઘણી; વહુ સુવા જાય હાટમાં મળે પુરુષ કોઇ વાટમાં રજપુત રડીઆળો વાંકડો; મરડે મુછ રાખે આંકડો; હાથે ધરે ભાલો તરવાર; કમર મધ્યે બાંધે કટાર, મહા પડપંચ પાયરીયો છેલ, મન માન્યો માનનિને મેળ; જાણુ વરખડાનું વાટમાં ધરધણી તો છે વાટમાં, જાળા હેઠે જારી રમે. કરે કલોલ જેમ મનને ગમે; કોણ નવ જાણ્યો તે મરમ, હમવે રાખ્યો તેનો ધરમ એક વાત છાની નવ રહે, કરે છાનું પણ લોક લહે; મહા હડકાયું છે એ પાપ, વિચાર કરો સહુ આપો આપ, તેની કોઇ નવ જાણે વાત; મળે એકઠા રાતો રાત એક દિવસ પોઢયાંતાં સહુ હાટે સુવા જાતાંતાં વહુ મળ્યો માનનીનો મીત્ર, જેથી ચતુરા રમે ચરીત્ર વિનોદ વરખડા હેઠળ વાદ કાને સાંભળ્યો જુગળ નાદ, શામા કહે સોળંકા સુણો ભલી વાત મુજ સાથે ભણો જુગળ કયાં વાજે કહે નાર વળતો બોલ્યો તેનો જાર. આજ આવ્યા ભવઇયા ગામ રમે રાત ચોરે તે ઠામ; જોવા મળ્યા ત્યાં ઝાંઝાં જન, મહારૂં તો તુજમાં છે મન, ના કહું છું પણ તેમાં હતો, નીકળી આવ્યો હું અણછતો; તમો હાટ જાશો જાહરે, અમો જોવા જાશું તાહરે (દોહરો) ન્હાની કહે નર સાંભળો, રાય તણા છો રાય; મારા મીત્ર તમો ખરા, મુજને તેડી જાઓ મેં જનમે દીઠા નથી, ભવઇયા રમતે ભાઠ; ઉતાવળાં જઇ આવીએ, વહી જાશે મધરાત. શામાને રજપુત બે, જોવા કારણ જાય; પાછળ જઇ ઉભા રહ્યાં ગાણાં ત્યાં જે ગાય. હશ બારેક છે દીવીયો. લોક અપરંપાર; વાજાં વાગે વીધવીધે, શોભા જોતાં સાર.

નાચે બેળા નરત કરે, બાસે બાડવન બોલ; થેઇ થેઇ ત્યાં થઇ રહ્યુ તરેતિખ ઘણેરા તોલ. નદાના તો નીચી ઘણી, પલકના દેખે તાન; પુરૂષને કહે પાછા વળો, અમે નહીં એ ગાન પલક દ્રષ્ટે પડની નથી, તમાસાનો ટેક; પુછે ઘેર માહરે, તાં શો કરૂ વિવેક. મુજને જો ઉંચી કરો તો હું દેખું પેર; નરતક તમાસે જોઇને, ઘડીએ જાઉં ઘેર. તરત તેડી તે તારૂણી ઝઝું આણી હેત. પગરણ હોકાડયું પોતાતણું લાહો લાખેણો લેત, જુવે તે જુગતે કરી. હારય કથા રસ હેત; સોલંકી ને સુંદરી, કળી શકે નહીં કોય, ત્યાં સસરો પોતા તણો; નહાની વહુનો નેટ; તે ઘરડે દીઠી ગર વહુ, પડગો ધાસકો પેટ. એનો આપણી કુળ વહુ વણીક આપણી જાત; રાત સમે એ એકલી ભલી નહિ એમ બાત. કયમ જોવા આવી કામની એ તે કયાંની રીત, લોક જુએ છે લક્ષધા, પુરણ એ શી પ્રીત પરભાતે જ્યારે પૂછશુ. નહિ માને આ કંથ. એંધાણ રાખું કોઇ એહનું ચેતાવુ નહિ ચંત હળવે હળવે હાથેવતી લીધું પગનું ઝેર પછવાડેથી પરવરયો, ઘણા લોકના ઘેર તેડીતી તે તારૂણી, આગળ પાછળ પગ, પાછળથી તે લઇ ગયો લક્ષધા પામ્યો લાગ. લોકમાંથી તે દોડીયો, રાખી મનમાં રીશ• કાસે કહું એના કંથને છેદુ નાકને શીશ અતિ ઉલટ ઉમેદમાં પુરણ હરખનો પેર. જોખ જોવા રહ્યો નહીં ગયો પોતાને ઘેર ચેતિ ચતુરા ચાતમાં, ડોસે વાસ્યો દાટ કયમ જાઉં મારે મંદીરે, કેમ જાઉ મારે હાટ ડોશીને ડોશે કહ્યું આ જો વહુના કામ, ભવઇયા જોવા આવીયાં જ્યાં છે બધું ગામ કોણ જાણે કોઇ પુરૂષની કેડે બેઠીતી આપ તેતો મેં નવ ઓળખ્યો છેલ પુરૂષ કોઇ છાપ. મેં પણ કામ પાકું કર્યું વતું લોકની ઘેર છાનું લીધું છેતરી ઢાબા પગનુ ઝેર ડોશી કહેરે ડોસલા તે કિધું પુરણ પેર નાકને ચોટલો કાપશું આવવા દો

નીજ પેર, માબાપ એના તેડશું તેડશું એનો ભાત પછી આપણુ પુછશું એ ઝેરની વાત પોષટ કહે પ્રભાવતી એમ થયો ઉતપાત હવે જવાબ શો ત્યાં થશે ફેરવશે કેમ વાત. એક વીઆરી શી કરે જે પીછયો સઘળી પેર ઓની બળ્યા કેમ રહે જાય શી રીતે ઘેર કેમ પાગે લાગે પતી કેમ વશ સસરો થાય. કેમ સાસુ સતી કહે, કેમ ગુણ એના ગાય સાન ગઇ છે સુડલા, ઘેલો થયો મગમાર, સાચી થાય ન સુંદરી, જુવે નહી જરથાર પરતક્ષ દીઠુ પારખું, લીધુ પગનુ ઝેર, ઉત્તર શો દે બાપડી, થયો નરણાનો મેર. ૫૫ ( ચોપાઇ ) શુક કહે કથા કહુ કથી. ચતુરા ચરિત્ર તું જાણતી નથી, વીસ્તારીને કહું એ વાત, રાખું મેર આજની રાત કરજોડીને કહે કામની, જાણ નહી જારી જામની, સારી પેર એહ કહો. લાયક લક્ષણ જેનુ લહો. શુક કહે કામનીને કથા, જસ લીધા જુવતીએ જથા, સમરે જયારે લીધુ ઝેર, જોયું જુવતીએ પાછળ ફેર. ઓળખ્યો સસરો પોતાતણો, ખેદ થયો તેને મન ઘણો સોલંકીને કહે સાંભળો, મુકી દો મનનો આંમળો. તમે તમારે જાઓ વાટ, મુજને હેતે મુકો હાટ, અનરથ આજ અદકેરો થયો. સસરો ઝેર લઇને ગયો તે પ્રભાતે લેશે પ્રાણ એવી કહી વિનતાએ વાણ; કહે સોલંકી છેદુ શીશ. કોણ પુછે ઉગમતે દીશ. નારી કહે એ નવ કીજીએ. હત્યા માથે શીદ લીજીએ, એમાં શું જાએ તાહરૂં, વેચાય પરેણું ઘર માહરૂ તમે તમારે મંદીર જાઓ, ગુણ તમારા ઘરના ગાઓ વીનતા તે તો વહી વાટમાં, હેતેથી આવી હાટમાં, કંથને જગાડયો કામની. જામ પહોર ગઇ જામની, વણીકને તેણે વશ કરયો; જગાડયો નીંદનો ભરયો, કંથ કરો એક કુમાર કાજ, વચન આપો તો માગું આજ. વીનતા બોલ હૃદેમાં ધરયો, હેત કરીને કરોલણ

હસો, શું માગે માનની માહરી, તે આશા પુરૂ તાહરી. કહો તો આપુ સુખડી, જે થકી ભાગે ભુખડી. તું કહે તો ચવરાવું પાન મન માનીતુ આપુ માન કહેતો આપુ ખારેક ખજુર, લવીંગ સોપારી હેત હજુર. ભામની કહે ભવબંધ્યા રમે. ગુણ તેના મારે મન ગમે, રૂદીયામાં લાગી છે રાહ સુખ માગે તો તે દેખાડ. પુરૂષ કહે એ ન કરૂ કામ રમે ભવબંધ્યાં ચારે ઠામ, દાસ કહે દુઃખ મારે રહ્યું, વચન તમારૂ વેર્તુ ગયુ ના હા કરતાં આણ્યું હેત પરવર્યો પાંચે વસ્ત્ર સમેત, નારીયે નરને લીધો સાથ હેને બે જણ વળગ્યાં હાથ રાત અંધારી કો નવ લહે, પ્રિત વચન મોઢેથી કહે તમારો જોવા ચાલ્યાં તેહ. નરનારીને અધીકો નેહ સરવ થકી પછવાડે રહ્યાં, સસરે ફેર લીધું તાં ગયાં, કંથ તમોને શું મ્હુ કર્યા, મુજથી કાંઇ દેખાતું નથી. કેડે તમારી તેડો તમો; તો તમારો નેહએ અમો કહ્યું કામની ફેરૂ કીધ ઉંચી કરી ઊછંગે લીધ. ઓતાં પચક થઇ જાહરે તે નારી બોલી તાહરે બાળ જોવું છે બાળ અવતાર, બાળ તારો વણજ વ્યપાર, બાળ સાસરૂ જે માહરૂ, બાળ ઘર સુતારૂ તાહરૂ બાળ રમવું ને બાળ મુજ રૂપ. પડુ જઇને મોટે કુપ, ગળે ફાંસો ઘાલીને મરૂ, દેહમાં જીવ મારો નહી ધરૂ વછનાગ સીંધડીઓ ખાઉ, સસરા સાસુ પાસે નહી જાઉં. ખમા ખમા એને આમાટ બે જણ પાછાં ચાલ્યાં હાટ. હેઠ ઉતરી ચાલી નાર, કરતી પોકાર અનેક પ્રકાર, આક્રંદ કરે તે નાર અતીશ. કુટવા માંડયું તેણે શીશ; હાથે દેડુ હેને હવે નહી જીવું નહી જીવું ભણે વણીક કહે એવડુ શા માર, હઠ કરતાં બે આવ્યાં હાટ; તારે બેર મુરખ છે તાત, તેણે વીપરીત કીધી વાત ૮૦ છાનો છાનો આવ્યો ફેર, લીધું ડાબા પગનું ઝેર; વસ્ત્ર શીશ નાખીને વળો, એ ચેલો આવેસ ગયો, મુજને ઢાંખી પાછી ઘણી, કેમ આવ્યાં ઘણીઆણી

જણી; કહાય કોણુ કરીએ વાત, કયમ સાંખે એ માજમ રાત; સઘરો નહી વહેરી જાણીઓ. એવો નહી જાતે વાણીઓ; બોઝ લાગ્યા જે જોવા ગઇ, તમે તેં હા મોહેથી કહી ૮૩ (દોહરો) કંથ કહેરે કામની તજ મન ચિંતા આપ; સવારે સમજાવશું, જખ મારે છે બાપ મા બાપને મંદીરથી, કાઢી મુકુ કાલ્ય અન પાણી આપું નહી, અતુરા હારે ચાલ્ય કલંક શીરથી કાઢવા, ભૂંડી રંડી પેર, સાસુ સસરાને નીપુન, થણુજે તેની પેર, સાસુને સસરે કહ્યા, વહુવરનો જે વાંક, આપણુ પેર છાજે નહી અતીશે આડો આંક કાલે કાઢી મુકીએ વાઢી એને નાક આવી છે તે હાથમાં, જેમ ચમરખે ત્રાંક વાંક કહેતી જો વહુતણો. માનતો નોતો મુઢ પ્રતક્ષ દીઠુ પારખુ, પરવત સરખુ પ્રછઠ ઉલટમાં અરૂણોદય થયો વહુ ના આવી વાસ; શું મુખ લેઇ ઘેર આવશે પ્રીત કરવાને પાસ આવ્યો પુત્ર પોતા તણો, મોઢુ ઢી મુખ બોલાવ્યો બોલે નહી દાવાનળ સમ દુખ માબાપ કહે સુણુ મુરખા, અભાગી, આ અજાણુ; કોઇક દીવસે કામની, લેશે તારા પ્રાણુ અલખત લુટાવે બાપની તજાવે ઘર કે ગામ, નાત બહાર કહાવશે, એવાં એનાં કામ લાડકવાઇ તારે વહુ, તેં ચઢાવી શીશ; આજ દેખાડુ પારખુ, ઉગમીયો છે દીશ પોર રાતે જોવા ગઇ મેં મારી તમારી જાત; વરણુ અઢારે ત્યાં હતા. જે કોઇ પ્રાણી માત્ર વારો તાત પણુ ત્યાં હતો, ઘણુા લોકની ઘેર, પ્રેમદા પગથી કાઢીયું કાળા પગનું ઝેર નીશાની નારની, આ જો તે મુરખ તન; જા જો મૂકો કામની, તો માને મારૂ મન કહો એના માબાપને, શીખામણુ દે સાર; અવગુણુ અનેક એ નારના શુણુ એના ભરતાર. માબાપથી બોલ્યો બેટડો, કહી પોતાનું કર્મ; ઘરડા થયા ગતી ગઇ, કેહવી સાચું શર્મ, જાંય ત્યાં જોતી હતી, શુંક બોલતો બાંક; ઝેર લીધું

તે ઝાંપડા હતો હું મારી રાંડ લાજ મૂકી કહેવું પડે, અકરમી આગળ આપ; જુવતી આગળ હું હતો, પાપે દીઠા આપ પ્રાણ તજે છે પ્રેમદા, બેસે હતા શીશ દેશપતા તો દંડશે, કેટલું દહું આ દીશ હવે કુવારો હું મરૂ, પામુ નહી કન્યાય; ઝેર લેતાં ઝોરો ચયો. કીધો મહા અન્યાય કરજોડયા કંથ કામના; પ્રીતે લાગ્યા પાય; હાટે ગયા તે હેતથી, જુવતી બેઠીને જાગ્ય, નરનારી નોગં કરે, અકલ ધણીયા આંક એહ ગુનો બક્ષો મુને, ક્ષમા કરો અમ વાંક. એ ઘરડે જખ મારી ધણી, અંધ શું દેખે આંખ, તું મોટાની બેટડી. અપરાધ અમારો સાંખ; હવે કહે જો કો દીવસ વાંક ગુનાનાં વાકય; તો તુ વશીને કાપજે સસરા કેરૂં નાક કાલાવાલા કરી કરગરયો, હેતે જોડયા હાથ; ત્રીજે પોહોરે મનાવીયા, સાસુ સસરા સાથ; સાસુ સસરો પાગે નમ્યાં પાગે નમાળ્યો કંથ: સાચાનું જુઠું કરયું. ચતુર વિચારો ચંત ઘરેણાં બહુ ઘડાવીયાં. સજ્યા કરયા શણગાર; જીમ્યા સુખે જોખમાં, ભામનીને ભરથાર ઓશીયાળાં સાસુ સહીત સસરો એનો તાત કોણ કલંક જાણ્યું નહી. લીધો લાખેણો લાવ વાધા વાજારી તણી અપરમ પાર અપાર ભણી જાણે જે ભામની કરે વાધવાધ વાચાર વીજાર વણ જારી કરે, ડાહી ઘણેરી થાય; તે ખાંતે ખાય ખાંસડાં, તનડું તુટી જાય શુક કહે સાંભળી સુંદરી, એહ વીજારી વાત; અણ સમજે એકાં કરો થશે મહા ઉતપાત વાધા બણતાં વીચારજો કરજો એવાં કાજ: નહીતર પરીયા પાંચની. લક્ષધા ખોશો લાજ. ચાર વાત એ ચતુર નર, વાણુ વેદ વીલાસ: શ્રીગોડ માળવી વિપ્ર શુભ કહે કવી સામળદાસ. વાસી વેગનપુરતણો ગુજર દેશ ગુણનાથ; સેવક શ્રી વિદ્યાતણો, રાજ રાજેશ્વર રીધ. પીતા પુરશોતમ તણો કહે વાત કરજોડ; શામળ કહે સહુ બોલજો, જયજય શ્રી રણછોડ.

# વારતા ૫ મી.

(દોહરો) પ્રથમ સારદા પ્રણમુ, પુજુ ગણુપતી પાય; વંદુ શ્રી વીરભદ્રને ગ્રંથ સંપુરણ થાય ચાર વેદમાં ચાતુરી, અષ્ટાદશ પુરાણ આ ચરીત્ર પુછો ઘણી, વીદ્યા વીલાસ વખાણ પ્રથમ કામ કરવું વળી નીકળી જાવું તરત, સતીપણું સેજે થવું. માથે આવ્યુ મરત નીચ જાતી તો નિદસે, જાણસે એતો જાર. પડીત જન તો પારખે, ભામની શાખ્યો ભાર એ વિદ્યા જે કોઇ ભણે, છેતર્યો તે નવ જાય. કોઇ પંડીત કોઇ મુરખા, કહાં રંક કાં રાય આદિ અંતને આજ પણ કાં શતરૂ કાં મીત્ર, ચૌદ વીદ્યા ચોસઠ કળા, શીરોમણી આ ચરીત્ર પાંચમે દીવસ પ્રેમદા. ચાલી ચતુરસુજાણ. શણગાર સોળ અંગે સજ્યા. પરાક્રમ પુર પ્રમાણ, પરવરી પોપટ પાંજરે બોલ્યો શુક શુભ વાત; ભલે પધારો પ્રભાવતી સાંભળો મુજ એક વાત શામાજી શીદ જાઓછો સજીને સોળઅંગે કીધા અધિક મુખ ભરીયાં તંબોળ શુક હું તુજને શું કહું જાઉ જારીએ જોર શીખવી વિધી સર્વ તે અકળ કળા અંકાર ભલે પધારો ભામની પુરણ આણી પ્રેમ સુભગા જેમ પૃથ્વીરાજ્યની, તમે કરજોજી તેમ કોણ જાણે કોઇ દેખશે લે કોઇક જન કેડ શુભ વિદ્યા સમજાવીએ જાર વિદ્યાના જેડ. પગથિંચી રહી પ્રેમદા કોણ હતો પૃથીરાજ કોણ એ સુભગા સુંદર કેવાં કાજ નીત કરતીતી તેમ કર્યું બીને વસ્તરે ભાત, આસન છો ઉપર કર્યું આપે થઇ એકાંત કહે છે શુક સારી કથા. કામની સુણે કાન પવિત્ર કથા પૃથુરાજની રાણી ગઇ જે રાન (ચોપાઇ) ધારાનગર ધરમી શુભ ગામ પૃથુરાજ રાજાનું નામ ભોજતણો એ છે પુત્ર. શોભિત રૂડુ છે ઘરસુત્ર. ૧૬ શુભ સુભગા સુંદરીનુ નામ. રૂપે રૂડી કોટીક કામ,

અષ્ટાદશ વિધ તે ભણી, ગુણ સઘળાએ ગૌરવ મળી જાર વિચાર કેરૂ મન થાય, રાજમેહેલથી નવ જવાય આકુળ વ્યાકુળ તેનો થઈ એક દિવસ જારીએ ગઇ તે તો તુજને કહું વિસ્તાર વિજાર વિદ્યાથી પામી પાર એક દીવસ રાણી માળીએ બેઠી જોય કરે જારીએ વેણાજ કરે છે ગાન પ્રીતેથી ચાવ્યાં છે પાન એટલે એક જોગી અદ્દભુત અંગે બાંધે ભરી વિભુત અધિક શોભા તે ઠામે હવી કાવા કારમી નઉતમ નવી માગવા મધુગરી આપે અડયા પ્રેમદા કેરી દ્રષ્ટે પડયો. મોહ પામીને વાગ્યું બાણ પરવશ પડયો રાણીનો પ્રાણ એક વાત બોલી ગ્નાનીએ; પ્રેમદાની બુધી પાનીએ પંડિતની મુરખપે જાય. ધનવંતી ગરીબસુ ખાય, ઉચની નારી નીચપે રમે, ગુણી જનનીને તીરગુણ ગમે સો વરસની તોડે પ્રીત, રામામાં છે અવળી રીત. વાટે જોતાં પ્રીતિ કરે, પારકું મન ક્ષણમાં હરે. કેટલાક અવગુણ કહીએ ઘણા અવર્નમાં આજ તરૂણી તણા, જેટલું છે સાગરમાં નીર, એટલા અવગુણ તરૂણિના તીર. રાજાની રાણી માણે રાંક એતો નિશ્ચે આડો આંક. હૈ રાણીએ દીઠો જન, વિવહળ થયું માનનીનું મન. ઘણાં વાના કરી તેડીઓ, ઉલી પોતાની મેડીઓ, આસના વાસના કીધી કોડ, કામની ઉભી રહી કરજોડ, ખાન પાન મૂકયાં પકવાન, માનનીએ માગ્યું વિરજ દાન હાવ ભાવ કટાક્ષજ કીધ, તન મન ધન પોતે ચોરી લીધ. તે શીધ તો; સમજાવો છે પેર, હું કયાં આવ્યો એને ઘેર, જપ તપ મારૂ મિથ્યા થસે, દેહની હાણ હસારત હશે. બેઠો તેવો તે હઠીયો, જાણે કો મદગર છુટીઓ હેતે નારી ઝાલ્યો હાથ, સ્નેહ કરવા માંડો તે સાથ (દોહરો) સીધ્ધ કહે આમાં [illegible] રાણી રીધનું રૂપ. તારો કંથ કોડામણો: ભારે નગરનો ભુપ. તેની લજ્જા ન લોપીએ, કરીએ ન કુડ કરમ. આમો સીધ્ધ સલક્ષણા, [illegible]

ફરૂ નહી અધરમ, ગરજ હોય જો તાહરે, કામ હોય તો કહાવ્ય. નદી પાર રણમાં રહું. મારી મઢુલીએ આવ્ય. અહ જોજન એ ઠામ છે વાડા ચોવટે વાટ, ઘણું ગાઘવં મશાણ છે, ઘર હમારો ઘાટ ત્યાં આવે તેને મળુ, વાતો કરીએ વેદ, કામ હોય તો કહેજે મુને, ભાગીશ તેનો ભેદ, સંતોશી તે સીદ્ધ ગયો. મોહ્યું રાણીનું મન. આ વેળા અરપણ કરૂ, તન મન સહી તે ધન રાજા બેઠાં રીઝમાં, ફરે છત્ર ત્યાં શીશ નટારંભ નવ રંગની, દીલ ચાહ્ય તે દીશ કવી કવીત કથાં કહે. પંડીત વાંચે પાઠ. જોશી જુગતે ઓચરે. થઇ રહયો છે ઠાઠ અખિક નામે અપસરા માગન પામે માન. રાગ વરણુ ને રાગણી ત્રીવીધ મેળા તાન એટલે આવ્યો તે સમે, નઉતમ સોદાગર નીર, ચાર લાખ મોહોરો તણું ચાતુર લાવ્યો ચીર. કીમત કરાવી કોટીધા આપા ગણીને દામ, ભેટ લાવ્યા તે ભૂપને, કામની કેરે ઠામ. ૪૧

(ચોપાઇ) રંગ મોહેલે રાજા આવીઓ, લાખેણું ચીર લાવીઓ, રાણીના મુખ આગળ ધરયૂં. શામાનું તો કારજ સરયું. રાજાએ સ્તુતી કીધી ઘણી, ધરમ આવતાર ધોરંધર ધણી, હું તો છું તમારો દાસ પ્રીછે તે માગો મુજ પાસ શું કહે કણુશજ કરૂ, પણ એક તો નહી પરહર, . જુગત કરીને ભોજન જમ્યાં, રમત ઘડી બે ચારેક રમ્યાં, ભરનીંદ થયો ભરતાર, કયો વીચાર નમેરી નાર, એ તો ચીર પેહેરૂ જાહરે, મળે સીદ્ધ મુજને તાહરે, સીદ્ધ વિના હું જીવ કયમ ધરૂં. આત્માઘાત કરીને મરૂ ઘડી એક વરસ સોની થાય છે, એગી વીજોગ વહ્યા જાય છે. પાળો પગે પંથે પળુ મધ્યરાત પેહેલી જઇ મળું જાવા કાજે થઇ તઇયાર, લીધી ઢાલ કમરમાં કટાર માનનીએ મન મનસા ધરી, હેત ઘણી [illegible] છતરી જળ પ્રવાહ નદીએ જાણીઓ, માનનીએ લીધો માણીઓ

સુરપુર દઢ ધીરજ થઇ. ગુણવંતી ગહવરમાં ગઇ ઝબકીને રાજા જાગીઓ, મન માંહે બીવા લાગીઓ. થનાર વસ્તુ તે શી થાય છે, જાકે જુવતી એ કયાં જાય ઘણી રાત અંધારી ઘોર, વાટે વાઘ ને મળશે ચોર, આભુષણ પાંચ કરોડ તણાં, વસ્ત્ર છે અમુલક ઘણાં સુકોમળ જુવતીની જાત. કાળી અંધારી માઝમ રાત, કામની જાય છે કારણ કોએ, બીહામણી રાતે નવ બીહે રાજાએ કર આયુદ્ધ ધર્યા પ્રેમદા પુઠે પરીઆણુ કર્યા લગભગ લગભગ આવ્યાં બહાર. આગળ પાછળ નરને નાર; માનની મન સાથે માણતી પુઠે પુરૂષ નથી જાણતી તેને મન છે મોટી હામ કામ વાસના સીધ શું કામ નારી. જાતે નીચ સ્વભાવ એહ બન્યો તે ઠામ બનાવ, ૫૪ (દોહરા) ચાલી ચતુરા ચમકતી માનની મોટમ મેર; એટલે મળીયો મારગે શારદુલ સવાયો શેર નોંતમ વાઘ નવ હાથ મુછ પુછ કરતો કરોધ; પોકાર કરી પુઠે થયો જે જોરાવર જોધ, મુછ મરડી કરડી દંતને ફુકવા દે મારી ફાળ; જોરાવર જમ દુતથી કૃતાંત સરીખો કાળ જેવી જવાળા અગ્નિની પ્રલય કાળની આંચ ધાયો તે ધરણી પતી સીંહ રૂપી તે સાંચ હાં હાં કહીને હાંકીયો કાઢયો કમર કટાર; પાપીને પ્રાણે કર્યો તે નર હણ્યો તે નાર, કાઢી નાખ્યો કસકને મારયો તે મહેરાણ; વાઘ વીડારી નાસરી ચતુરા ચતુર સુજાણ. તે રાજા દ્રષ્ટે જુવે નારી કેરા કેણ; એ સાચા મુંજને હણે જો વદુ વદનથી વેણ માંગની ચાલી મળપતી નદીએ દીઠુ નીર. ગાજે ઘોર ગંભીર ઘન, તરૂણી ઉભી તીર હીમત મેલે નવ સરે લાલચ લોભ લગ્ન, મેલાં વસ્ત્ર તે માણમાં નારી થઇ નગ્ન પાછળથી પેઠો પતી ગાજે રાત ઘનઘોર. એટલે મળીયા વાટમાં ચાર ચોખણા ચોર બાંધ્યા હથીયાર બાહુર જસી બીજા બાથા અંગ, ઘેરી લીધી ચારે જણે. શામા કેરે સંગ જુવતી કહે

જોઇ આવશો, કામની સાથ કલોલ. એક એક કર બાણેથી શોકલોક પમાડયા સોળ એકે તીરે એક જણ, મારી નાંખ્યા મુઢ; પાછળથી પતિ જુવે, પ્રાક્રમ કીધું પ્રગટ પ્રાંતે પ્રેમદા પરવરી, ધારણ રાખી ધુત, બહુ રૂપી બીહામણાં, ભારે મળીયાં ભૂત ઉગે ભડકા અગ્નિ-તણા, થાયે લોપ અલોપ, દંત દાઢો કકડાવતાં, આવ્યાં કરતાં કોપ, કેટલાંને તો કર નહી. કેટલાને તો હાથ; કેટલાંને મસ્તક નહીં છુડયાં શામા સાથ વીકટ પંથ બીહામણો; વીપરીત વાયુ વાય; જખ મારો છો જક્ષ તમો, ન ગણે લેખા માય. એક અંગે આવીયો, દાવો કરવા દીલ ચતુરાએ ચોટી ગ્રહી છેદવા માંડયું શીશ પ્રેત પાયે નમ્યાં સહુ કહેરે માત, અમો કીંકર છું તાહરા, રખે કરોજી ઘાત. અમો તમારાં છોકરાં, અમો તમારાં રાંક, અમો ચાકર છું તાહરા. ક્ષમા કરોજી વાંક હાથ જોડી પાયે નમ્યાં મુકી દીધા મેળ પતી પોતાને પાછળે ખરા જૂવે છે ખેલ; મહા મશાણમાં માનની શોભે છે જ્યાં સિદ્ધ જગાડીએ જૂગતી કરી, રામા પાસે રીદ્ધ; આંખો ચોળી ને ઉઠીયો, કહે કામની તું કોણ હું તમને નવ ઓળખુ; પ્રગટ થઇ કેમ ઓણ હું રાણી રાજન તણી, કર્યો વાયદો આજ; મધરાતરે મળવા તુને કરવા આવી કાજ. પડે શિતનાં સરવડાં, હીમ ગળે છે હાડ; પછી વળરે પ્રેમદા. માનું તારો પાડ. બાબાપ 'અમે તો મુકીયું, મુકયો અરથ ગરથ; પરણી પ્રેમદા પરહરી. વીહાર કરે તે અર્થ; વસ્તી તજીને વનમાં, વસુ છું એકાએક; જપ તપ મારૂં કયમ તજું તારી સાથે શો નેક હું રૂપે રંગે નથી, છે અંધારૂં ઘોર, ટાઢ વાય છે ત્રિવિધે; ચતુરા નહી હું ચોર, જાલંધર કીધો જાગતો. નારી દેખાડયું નીર, તપેશ્વરને તપાડવા, ચંતનાએ બાળ્યું ચીર. મેલ્યા મેવા મુખ આગળે, મેલ્યાં આગળ પાન રૂપરંગ દેખાડીયું, દોજી જીવતદાન.

તમને દીઠા જ્યારના તણું જાણને અન્ન, મધરાતે મશાણમાં હતું બળવાનું મન તપશી ઠહેરે તારણી, બઠ પડયો અવતાર રાજા સરખો શીખર્પત ભુપતી તુજ ભરથાર. બાળ અવતારને બાળ ખુશબાળ નારનું નીર ચાર લાખ ગ્હેરો તણું, જે પેહેરાવે ચાર. સોળ સજે છે સુંદરી સોળ કરોડે સાર, આણ વરતે આ દેશમાં. ભામની તુજ ભરથાર ચદન કરા ઢોલીઆ સેજ પથરાવ્યાં ફુલ તે મુકી મશાનમાં આવી જોવા ધુળ મુજમાં શું દીઠું માનની, લાગી કેમ લગન રાખ ચોળી રસ્તે રહું, નફટ થઇ નમન. ભાખર માગી ખાઉ માગતા શુવા સાથરો ગેજ ચતુરા બાળ તુજ ચાતુરી હઇડે કયમ આવે હેત. એમ અવગુણ અધીક કહયા નીંદી નોખી નાર ખુશસાગર તે નવ લહે ભામનીના ભરથાર કરોધ ચઢયો તે કામના દુખ લાગ્યું તે દીલ મેલી ખડાને મારીયો સીહનુ ઉતર્યું શીશ પાછી વળી તે પ્રેમદા જેમ આવી તેમ ત્યાંય રાજા પણ લગભગ ગયો માણીએ મ્હોલ માહે, અધિપતિ ચઢયો અટારીએ; જુવતી ચરચા જોય, રામા ચરિત્ર રૂદે ધર્યું. કળી શકે ન કોય. એટલે અહીં એક નિસર્યો, ચાર વામનો ચંડ; મણી-ધર મહા ઝેરી મહંત નુખી જેવો વુડ. જેવો વિશધર, વાસુકી જેવો પુંછડી, પોહ, મારી ઝોટ માનની પરે ગરળ નાખ્યો તો ગુઢ ફેણ નાંખી ફરફડાવતી દરીઓ કોડ કરોડ ઝાલી લીધો ઝડપથી મરડી મણો મરોડ વાસ કડકે વીડારયો બરી મુસ્ખુ અક આટ. માનની ગઇ તે ગોડીએ, ખોળતા ચાવી છે બાઠ અંદરી એક બીલાડીએ માર્યો મુખક લોમ ભિની રાણી બાપડી, રૂદે ઉઠયા રોમ. હડી ત્યાંથી ઉજળી દીઠું નહી તે દીસ દેઠ અથડાયો દાદરે શામાને વાગ્યું શીશ, પારો બાંધ્યો પ્રેમદા; દીઠી પતીએ પાસ, જસ બોલી પતી જમાડીઓ હવે કીધું દાસ પોતે કાંઇ નથી જાણતી જાણે કોડીલો કંથ રાજસભા રાજા

ગયો પ્રભાતે ઉઠી પંચ પંડીત ઉઠયા પાંચસે, રાજકુળી છત્રીસ નાટક ચેટક અતિ ઘણા બહુ લક્ષણ બત્રીસ પ્રશ્ન કર્યો પંડીતે સહુ પુછે રાજા રીત મારૂં પુછ્યું જે કહે, તે પુરો પંડીત. ( સંભ્રમ દર્શક અલંકાર ) આ થીર ફાટયો એ થીર પાટો આ થીર ફાટો આજ એ કહે તે કવિજન ખરો થીર ફુટયો કુણ રાજ. (દોહરો) સુણતાં સહુ છાના રહ્યા, ઉત્તર કોય નવ દીધ; સુણી અધીક અચરજ અડયું કહો અંતે શું કીધ. (ચોપાઇ) પોપટ કહે સુણ પરભાવતી મન સાથે રોયો મહીપતી; આજ પહોર પાછલે દીસ, એ શામનું છેદે શીશ. એ નારીનું કરૂં અપમાન. છેદું નાકને છેદું કાન; અર્ધ અંગ અવનીમાં ધરૂં, પંચ ઘટાળી કોડે કરૂં. તેડું એના માતને તાત, તેડું એના સાતે ભ્રાત. મેળવ્યું કુટુંબ સહુનો મેળ, પિવાવી ધાણી કાઢું તેલ; ખર વાહન કરાવું મુખ ન જોવું તારૂણી તણું મુખ પ્રથમ ચીર મંગાવી લેવું જુઠી પાડીને દંડજ દેઉં ૧૧૨ ( દોહરો ) પોપટ કહે પરભાવતી ગુણવતી રહી ઘેર પછી એમની શી થશે જાણો તો કહે પેર. એ નારી કયમ ઉગરે સતિ શીરોમણી થાય. કયમ એની લાજ રહે, ક્યમ પતી લાગે પાય; કયમ સંદેહ એનો ટળે, કેમ ભાગે એની ભ્રાંત, જો જાણે તો તો કહો; આપણ છું એકાંત. પ્રભાવતી કહે પોપટા, મુરખ તારો મેળ, મહીપતી તે કેમ માનશે, ખરો દીઠો જે ખેલ. પાંચ વાંક પ્રગટ પડયા. પ્રગટ આવ્યો સીદ; બાળી ચીર તપાડીયો, રામામાં બહુ રીદ. શુક કહે સુણ સુંદરી, ન જશો આજની રાત; તો તુજને હું શીખવું, વીજાર તણી જે વાત. પતી પાયે નમા-વીયો, સતી ધરાવ્યું નામ; લાજ રાખી જે લોકમાં કર્યું એવું કામ. ૧૨૦

( ચોપાઇ ) પતિએ પ્રશ્ન પૂછ્યો જ્યારે, દાસી પાસ હતી ત્યારે; ચીર ફાટયા રાજાએ કહયો. પ્રતિ ઉત્તર કોણે નવ લહયો,

હાલ થકી તે ડાહી દાસ, આવી પોતે રાણી પાસ. આજ સભામાં બેઠા રાય, સામદ પૂરણ સર્વ સભાય. ચીર ફુટયા પુછે રાજન, કોણે નવ મનાવ્યું મન; ચમકી રાણી ચેતી ચિત્ત, કાંઇક વાત થઇ વિપરીત, એટલે એક ત્યાં બીજી દાસ, પતિએ મોકલી રાણી પાસ. દાસ વાણું આપોને ચિર, પચવરણું હિતકારી ચીર. માલ કિંમત તેની કોણીએ, ગણી દામ તેના દીજીએ, હાલ ચીર મંગાવું અમો પછે સુખેથી પહેરો તમો. ૧૨૫. (દોહરા) દાસીને રાણી કહે, મોકલો મેહેલ મહારાજ; આપું ચિર એના હાથમાં, કરવું એવું કાજ. દાસી કહે રાયજી, તમને તેડે છે મેહેલ; ચિર આપશે ચિંતના, શ્રીમુખમ સાથે સહેલ. અધીપતિ ત્યાંથી ઉઠીયો આપો આપ એકાંત, ચિર આપશે ચિંતની. ભાગવા મનની ભ્રાંત, નાર કહે નરપતી સુણો, બેસી સાંભળો બોલ; કથા ચિર તણી કહુ, તેનુ મારે તોલ, તમ હતું એકાદશી, તેડયો બ્રાહ્મણ એક, દાન દક્ષણા દીધી ઘણી, વારૂ કરી વિવેક. આશીર્વાદ તેણે ભણ્યા, કહ્યું સૌભાગ્ય અખંડ. ચિરંજીવી તારો પતિ, પૂર્ણ આવ્યું પ્રચંડ; શણગાર બાંધી મે શોભતી, વિપ્ર વળાવ્યો ઘેર, એટલે ચેલો આવ્યો સિધનો, આવ્યા પૂર્ણ પેર. તે ચેલા હારઠી હસ્યો, તે મેં દીઠુ દુષ્ટ; પુછી વાત પટતરે, કાય પ્રગટયું કષ્ટ આ માટે તું સિધ હસ્યો, તુજને રામના આણ, શિવ આજ્ઞા સાચા કહો, વદ વચનથી વાણ. સિધ કહે સુણ સુંદરી ચિત ચતુરાઇ પાલ; પાંચ કાગ માથે ભમે, તારા કંથને કાલ એ દાખનો, વિપરીત થાશે વાત વારોવારમાં એ મરે, અધિક એ ઉત્પાત. અથવા અન અહિ ડંશ અને માર વાઘ કે એને લશ્કર હણે ભુત ભયાનક આગ. કે એને મૂરછા થશે દારૂણ કોપે દઇવ. એક પાંચ પ્રહારથી એકમા જાશે જીવ; મેરૂ ચળે કે મહી ટળે, ગંગા દક્ષિણ વહે, ઇન્દ્ર

આણુ સાચુ કહું. દાખ્યો એ નહિ રહે. ભુત ભવિષ્ય વરતમાનમાં, ત્રણ જાણું તરત, ચેલા કહે ચતુરા સુણો મહિપત તણું છે મરત. પગે લાગી હું પ્રેમથી, હેતે જોડયા હાથ; તન મન ધન સમરપીયુ સ્તુતિ કીધી તે સાથ હું વેચાણુ છું રાજવી કીંકર તારી કોડ મારો પતિ કેમ ઉગરે કરગરી કહુ કરજોડ દેવ રૂપ દયા કરી ચિતમાં ચાહા ચન પુજને હેત કરી કહ્યું સાંભળ મારી બેન ગુરૂ માહારામાં ગુણ ઘણો રહે છે નદીને પાર તે પાસે વિદ્યા ઘણી જાઓ તમે તે ઠાર તારા રાજા જાણે નહી તેમ કરજે એ કામ અરસપરસ એ તે સમે લેશે મારૂ નામ એ પાંચે વાત મળશે તુને હારશે હેતથી હોડ રવામી તાહરો જીવશે પહોંચશે મનના કોડ ગુરૂ મારો મોક્ષે જશે તારે નહિ બેસ શીશ એહ સમો જોગી નથી મારે મન જુગદીશ બત્રીશ લક્ષણા પુરૂષનો કહેશે આપો ભોગ તો તું સિધને મળજે મટશે તારો રોગ માહારાજ હું તો માનનિ કર રાણીની જાત હું તો ક્યમ જાઉ એકલી રણમાં મહાજમ રાત કટાર આપ્યો કારમો વાઘ વિડારણ ધીર પછે જંત્ર એક આપીઓ નદી તરવાને નિર સોળ તિર સમરખિયાં તસ્કર હણવા તેહ પછે ભુત પ્રેતની મંત્ર સમર્પ્યા જેહ. પછી આપિ એક ગુટકા અતિ બળ છે તે આપ તેથી વશ વરતે સહુ શૈર સવાયા સાપ મેં વિચાર્યું મન વિશે જીવ જાય તો જાય આમે મળવું સિધને થનાર હોય તે થાય ૧૫૩.

(ચોપાઇ) સિધ વચન સંભળાવું કાન તે તો નિશ્ચે સાચુ આન તેણે હથીઆર આપ્યા તે સિધ ચાલિ હું જ્યાં સાચો સિધ વારે વાઘ કરવા ક્રોધ નવ હતો જાલંધર જોધ સિધ વચન થકી હરીયો આહા પાપી મેં મારિયો પછે ગઇ ગંગાને તિર જંત્ર પ્રતાપ ભેદી નીર રાત અંધારી ધાયલ ઘોર ચાર ચોગણા મળીયા ચોર પછી મંત્ર વશ

કિધાં સુત ધાયા મુજ કેડે તે ધુત તે સરવે હારયા તે દીશ સિધ
વચન થી તોડું શીશ પછી સિધ જમાડયો અમો અમો સાચી વાત સુણોજી
તમો તે સિધ જપર કોપીયો લેશ માત્ર લજયા લોપીયો, લેને તો વાતિતી
ટાઢ, હિમ ગળતાં ડિઠા હાડ, તપાવિયો બાળિને ચિર, સુખ પામ્યા તે
સિદ્ધ શરીર મેં તમને જીવાડયુ કાજ એતો કૃત્ય કરયું મહારાજ
૧૨૭ (દોહરા) પછી સિદ્ધ કહે સુંદરી તું આવિ એકાંત હવે કાળ
શિર રાયને અધિક રહ્યો છે એક અચાનક મુરછી આવશે જેમ પિને
હસતી હાલ રથ મળવે રાજેશ્વરી કથ તારાનો કાળ. એકે પ્રકાર ન ઉગરે
મળે ન એકે મેળ જીવ જાય જરૂરીએ, મરે ચશે એ ખેલ ત્યારે મેં
કર જોડીયા દેખાડયું દરશન ચીર વડે તપાડીયો, તેથી થયો પરસન
સીધ, કહે શામા સુણો જો મળશે એક જોગ બત્રીસ લક્ષણુ પુરૂષનો
આપે ભવાની ભોગ. જીવે રાજા તાહરો તે જોગથી તરત નીકર તો
ઘડી ચારમાં મહિપત તણું છે મર્ત વિચારીયું મન માહરે શિવે મેળવ્યો
સંજોગ તે વેળા મેં સિદ્ધનો કર્યો ભવાની ભોગ વિચીત્રપણે હું નિસરી
સિદ્ધ વિરહથી સહેલ તારા પુન્ય પ્રતાપથી આવ્યો રૂડો મહેલ મેલે
ચઢી હું મહાપતી દીઠો નમેરો નાગ શુદ્ધ બુદ્ધિથી મારીયો, કીધા સોળે
ભાગ માટ ભરીને મુકીયું વળી જે મારયો સિદ્ધ તે હત્યા માથે ચઢી
એવું કારજ કીધ માર્યો વાઘ ને નાગને મારર્યો તસ્કર સોળ માર્યો
સિદ્ધ જે શિવ સમો અદકી અધની ઓળ એવા પાપ કરવા થકી
જીવત પામ્યા રાય મારો ઠામ નથી નરકમાં અધિકો એ અન્યાય જીવ
જાતો તો રાયનો તે માટે કરયું કામ નથો દીઠું નથી સાંભળ્યું નથી
કરયું કોઇ ઠામ એના ઉપાય તો ચાર છે કરૂ તેમાંનો એક પુછ્યું તમને
પટંતરે ન્યાય શાસ્ત્રમાં નેક. પવિત્ર જાણે વિપ્રો, કોરાવું તે કાછ
ભરૂં ધીર છાણાં તણાં અગ્ની આંચ દીન આઠ. તેમાં પેસી હું મરૂં

દહન કરૂં મુજ દેહ; તમો રાજરિધ ભોગવો, તો દુખ છુટે મેહ. બીજો ઉપાય એહ છે જાઇ ત્રવેણી તીર કરવત મુકાવું શીર પરે સોપુ સરત શરીર, પુરણ પાપ પ્રલ કરૂં. દહન કરીને દેહ રાજલીલા ભોગવો તો દુખ છુટે મેહ, ત્રીજો ઉપાય ચિત્ત ધરો અડસઠ તીરથ આઘ જાત્રરી જાવું ત્યાં વળી શુદ્ધ થવાને સઘ ખાનપાન ભોજન તજીતજી સોળ શણગાર તજી મેહેલ ને મેડીયો તજી ભુપતી ભરથાર, તજી માબાપ મહિયર થકી. લેઇ જાણીતા જોગ અચરજ પામ્યો અધિપતિ, મહા સુખ પામ્યો મન શાબાશ તુજને સુંદરી રાણી તુજને ધન, ધન ધન તારી જાતને, ધન તુજ માતને ધન ધન અકલ અમીરને, ધન ખુશી કરી ખ્યાત, પીપળ કાષ્ટમાં તું બળે, હું બળુ ત્યાં તુજ સાથ; કરવત તુજ સાથે ધરૂ. હેત વચન લે હાથ. શીશ સમરપીએ એક જણ ભામની સહીત ભરથાર તમો મરો અમે જીવીએ ધીક ધીક મુજ અવતાર તમે મુજ માટે કરયું જીવ ઉગારણ કાજ, તુમ વિના જીવું અમો ધિક રિધને રાજ ધીક હાથીને ઘોડલા ધિક ધરને ;ધરસુત્ર ધિક રાજપટરાણીઓ ધીક પાટવી પુત્ર રાણી કહે રાજા સુણો બોલો જુઠા બોલ વખાણ કરો વાનતા તણું, તે નહીં તારો તોલ, મુજ સરીખી લુંડીયો ઉતારી નાંખો આજ પગરખું ઠોકે પ્રેમદા મોટા છો મહારાજ. કદાચિત તું તારા શતરને, રાજક દંપતક થાય સતી તાહરે તો થવું જીવ જફરી જાય. તમ પહેલાં અમે સાચ્યા જેહ ભોગવજો તમે તમે ભુપતી, અમો કરશું એહ, બોલ્યા ચાલ્યા સહુ જરજો માફ અમો દેહ દહન કરં, છઓ શાસ્ત્રની છાપ, ન થઇ તમારી ચાકરી ન થઇ તમારી શેવ બીજાને મન મહીપતી મારે મન તો દેવ, મહીપતી કહે સુણ માનની કુડે ધીરજ રાખ કહ્યા વિના જો દેહ તજે, તો સુરજની શાખ, પાટ સોંપ્યો પરધાનને ચાલે રાજાનું રાજમંદિર

મેડી મુંકીયાં અડસઠ તીરથ કાજ; રાજા રાણી સંચર્યાં કીધાં તીરથ ઠામ ગંગા ગયાને ગોમતી શ્વેતબંધુ શ્રીરામ, નારાયણનાથી નર્મદા સીંધુ સરજુ તીર જગન્નાથ જગદીશ્વરી નામ લક્ષ્મણ બળવીર, આબુધડ ને અરબુદા પાવે કાળી પચંડ આરાસુર અંબીકા નીરમળ નામ નવ ખંડ. શીવ વિશ્નુ બે કાંથીઓ વિશ્વપતિ વ્રજનાથ કાયા તોળી કનકથી કીધો રાઢો હાથ. એક માણસ તો જરસરા આપી સહુઆ ગાય અનેક પુન્ય બીજા કરયાં પુરપતિ પ્રણુમ્યો પાય. ઢેલ મૃદંગ વાજતે ઘણા દુદભી ધાવ ઘેર આવ્યા દિવસ ઘણે રાણી સાથે રાય ગુણુ વાધ્યો તે ગામમાં નાણીયાં જીવ્યા રાય વરણુ અઢાર રઇયત સહુ પ્રીતે પ્રણમ્યાં પાય ધન તાહરૂં સતીપણું ધન કીમત તુજ કરમ ઉચ્ટ રૂપાસના ધન તારા કુળ કામ પહેલાં માનીતા હતી વળી થયાં બહુ માન એથી બીજે ગુણ કીયો દીધુ જીવતદાન સાચુ બોલી સલક્ષણી સતી તણો અવતાર પોતે પ્રાણી પરનો તજ્યા જીવાડયા ભરથાર પોપટ કહે પ્રભાવતી ગુણ રૂડેરા ગાવ એમ વીજારી આવડે તો નારીએ જાવ વાધ વિડારણ જળ તરણ શીળ શિર કાટણ જેહ બલથી બીની બાપડી, નારી તેહની તેહ. બીજી સુખની હાણીયો કર કાવીતર કાજ; પરીયાનું પાણી ખુવે જાય પલકમાં લાજ. શાખાશ શુક સુલક્ષણા, શીખવી વારુ વાત; સર્વ વિદ્યા શીખ્યા અમો, વિજારી વિખ્યાત. તે રાતે તો નવ ગઇ ગુણવંતી પર ઘેર, છઠે દીન શું નીપન્યૂં, કહીશુ આગળ પેર, ગુર્જરદેશ ગરૂવો ઘણો વેગનપુરમાં વાસ, પીતા પુરશોતમ તણો કહે કવી શામળદાસ શ્રોતા વકતા સમજતા, કહે કવીત કરજોડ; શામળભટ કહે બોલજો જય જય શ્રી રણછોડ. ૨૧૫



# વારતા ૬ ઠી.

(ચોપાઈ) પ્રથમ સારદા નાંમુ શીશ, આરાધું ઉમિયાપતી ઈશ શ્રી ગુરૂજીના વંદુ ચરણ અગ્ર નિરંજન અશરણ શરણ શુક બહોતેરી કહુ સંવાદ, અંતરમાં આણી ઉલ્લાસ; પ્રબધ ચાતુરી ભારી ભેદ, વરણવ જેવી વાણી વેદ, સેવો સહુ સાચી સરસ્વતી, સુખદાતા મનોહર મતી; હંસવાહની જાણુ સુજાણ વેણા પુસ્તક પરઠા પાણ. શુક બોહોતેરી બુધ નીધાન. જેમાં અષ્ટાદશ વેદાંત, શું જાણે મુરખ લડીયા, જે નરને દેવે દંડીયા. દુધ ધોળુ ને ધોળી છાશ, દમ મુરખના મનમાં દાશ; છત્રવંતી ચાલી છત્રીસ, માગ સમારે શોભીત શીશ મુખ ભરાયાં રાતાં તંબોળ; સુંદરી શોભીત સજ્યા સોળ, ચાલી ઠમકો કરતી ઠેર. આવી પોપટ પાંજરા હેઠ શેઠાણીજી સાંભળો સાચ, વાક પોપટ બોલ્યો વાચ. જારી રમવા જાઓ જરૂર, ભર જોબન છો ભરપુર આજ એ લાહો લીજીએ, વરધપણે મુકી દીજીએ; કામ મરદન કરવાનો દન, મદ મચ્છર ભરીયું છે મન. ધોળા થાશે શરીરના કેશ વિપરીત દેખાશે તે વેશ, પડી જશે જ્યારે મુખ દંત; તારે શી ચતુરાઈ ચંત. ડોશી કહેવાશો જ્યારે, તરતિબ કેવાં કરશો તાહરે; હાથે આવશે ઘરનો ધણી, તોલ મરજાદ રાખવી તે તણી. માટે ઉતાવળ કરને એહ, કર નર મન માન્યાસુ નેહ; હાવભાવ કટાક્ષ કરી, તન મન ધન તેનુ લ્યો હરી. જાઓ જબર રૂડું કહાવજો, રમી રાત વહાણે આવજો; માણેકચંદ મહેતાની વહુ, નાત નાગરી જાણે સહુ. માનકુંવરી તેનુ છે નામ, કરજો તેના સરખું કામ; કરી વિજાશી વેદ વિવેક, તે તરૂણીએ રાખ્યો ટેક. નારીનું વધાર્યું નુર, પ્રાક્રમ કીધું છે ભરપુર; તેવું

કામ થાએ તો જાવો, નહિંતર બેઠા મંગળ ગાઓ (દોહરા) શેઠાણી કહે સાંભળો, પોપટ જાત પવિત્ર. એક વિજારી શીખવો, તું મન માન્યો મિત્ર. માણેકચંદ મહેતો કવણ, કવણ નાગરી નાત; માનકુંવરી કુણ માનની, કવમ ભજાવ્યા બાત. કવણ સાથ જારી રમી, કવણ નર દીઠું દ્રષ્ટ; કવણ વાત વિવેકથી, કવણ નિવાર્યું કષ્ટ.—ચોપાઇ—શુક કહે સુણ પ્રભાવતી, કહું છું વાત મનોહર મતી; અજાનદી તીરે એક ગામ, ઇંદુજીત રાજાનું નામ. એક ગામમાં નાગરી રહ્યો, મડણજી તો તેને કહ્યો; પરણ્યો નાર તે પુરણ પ્રીત, રાજ સગુણ રાજાની રીત. નર નારી ઉપર બહુ નેહ. પ્રીતિ જેમ બપૈયો મેહ; તેને પ્રૌઢા પાંચજ પુત્ર, ઘણી લક્ષ્મી ઘણા ઘર સુત્ર માડણજી પોતાનો તાત, ભાગ્યવંતી મોટી ઘેર માત; પાંચ પુત્ર કુંવારા કામ મોટાનું માણેકજી નામ, માંડણે તેડ્યા પાંચે પુત્ર, પ્રહસ્થ આપણું છે ઘર સુત્ર; પાંચે પુત્ર કુંવારા અંશ, છતે સુત જાય છે વંશ. એકને જોઇએ પાંચ હજાર, તો આવે નાગરને નાર; ગરથ તણી ભરીએ ગાગરી, તો આવે ઘરમાં નાગરી. એકેક સાથ જોડા જણ પાંચ તો ના આવે ઉની આંચ, પહેલો એક પરણે જેટલે, પછી બીજો પરણે તેટલે. એક પાંચ તો નવ જોડાય, થયા તમે પૈઠાય; મા બાપે જે વચનજ કહ્યું લક્ષણવંતા પાંચે લહ્યું. પાંચ માંયેથી પરણ્યો એક, કન્યા પામ્યો વિવિધ વિવેક; દાતા ગુણ દાની ને ડાહી. લક્ષણ જાતે લાડકવાઈ. લખતાં ભણતાં ગાતાં ગીત, પતી સાથ પરઠી બહુ પ્રીત; માણેકચંદ છે કંથનું નામ, માનકુંવરી પોતે બળીધાન. દીયર ચારને પ્રીતિ ઘણી, આગ્ના નવ લોપે તે તણી; વેવાણ થઇને સર્વ રહે, હાજી હાજી કોઉ કહે. તે નારીને માતને તાત, ચતુર પુરષ છે ચારે ભ્રાત; એક ઉત્તમ તેને નથી કહી. વિચક્ષિણ સહુને મન વશી. વડુજી

કહેતાં દિવસ જાય, બોલાવતાં તો જીભ સુકાય; રૂપ રંગ ચાતુર ચાતુરી, અકલ તણી અરણુવ આતુરી. ગુણુવતી મહસ્યાવર ધણી, વશ વરતે પોતાનો ધણી; વશ વરતે ગુણુવંતુ ગામ; ઝાઝું જેને જોબન જોર. તેને કામ અતી અંકોર, જેને ઝાઝાં મોટાં માન, તેને કામ વપુમાં વાન. જેમાં ચતુરી વિદ્યા હોય, તે નારી શેવી નહી કોય; નારીના સાંભળતાં ગીત, પર પુરૂષને વાધે પ્રીત. ગુણુવંતી રૂપવંતી ઘણું, કામાતુર મનડું તે તણું; જે નિસંકી હોએ નાર, જરૂરપણે તે ધએ જાર. બાળપણે રાખે માબાપ, કે પોતાનું રાખે આપ; જોબનપણે જો રાખે ધણી, તો મર્યાદા રહે તે તણી. વરધ કાળે રાખે સંતાન, તો તે નારી પામે માન; જેને માથે અંકુશી નથી, કોડ વશા વણુશે કહુ કથી કુસંગ સંગ વણુશે કામની, વણુશે રહે એકલી જામની; અતિ સુખ સાગરમાં તે પડે, ચતુર પુરૂષની દ્રષ્ટે ચડે. માનકુંવરી મહા સુખ મગન, લાગી તેને કાંઇક લગન; મધ્ય નિશાએ જાએ બહાર, ત્યાં આવી રહે છે એક જાર રામા તે શું રંગે રમે, વિનોદ કરે બહુ મનને ગમે; બર નિદ્રા પોઢયો ભરતાર, તેહ સમય ઉઠી તે નાર, મન માન્યો તેડયો છે જ્યાં, તાળીને બેઠી જઇ ત્યાં; મન ગમતો તે સાથે મળે, કારણ તેનું કો નવ કળે. પોતે પોઢે હીંચોળા ખાટ, મધ્ય રાત નાકળવા માટ; પાસે પલંગ ધણીનો એક, કરે કામની મચકા મોડ, પરસપરસ કાંઇક કરે વાત, ચેતીયો સસરો ધણીનો તાત; હેમ તેના હલવા માંડીયાં, સ્નેહ તણા છાપાં છાંડીયાં. જાગે ડોસો આખી રાત, મનમાં ચેતિઓ વારૂ વાત; મધ્ય રાતે નિસરે છે નાર, તાં આવી રહે છે એક જાર. એના કંથને જો કહું વાત, એતો નવ માને સાક્ષાત; દ્રષ્ટે દેખાડું એક દન, તો માને મુરખ મુજ વચ. પછે તેડુ એનાં માબાપ, દેખાડુ પ્રગટ દેખ આપ;

પછે ઓશીયાળી એને કરૂં, એનુ હેતને હારદ હરૂં. ૪૫—દોહરો એક સમે એ નારીએ, રાખ્યો જારજ બાહાર; મધ્ય રાત સમે તે નિસરી, નક્ષત્ર સરખી નાર ભર જોબનમાં ભામની, પંચ હજારાં હેમ; નિકળી નીશંક થઈ પર પુરૂષ શું પ્રેમ. વાજે રાત્રી મધ્ય ઘન, ખરા વિજળી થાય; કાયર રૂદીયાં કમકમે, પલક ઠરે નહી પાય. ભર નિદ્રા ભરતાર છે ઉઠી રામા તે રંગ; કમાડ અટકાવી નિસરી, કરવા સોબત સંગ. ડાહયો ઘરમાં ડોસલો જોતો હાડી પુઠ; તેણે તો હેરૂ કર્યું, અતી ઉમંગે ઉઠ. આજ લાગ તે માહરો, સવારે મુકરી જાય; દેખાડું એના કંથને, તો ઓશીયાળી થાય છટકા પટકાં કરે ઘણાં. વહે સાસુ શું વાદ; આજ ફજેત પુરી કરૂ ઉતારૂં એનો નાદ રહોતો હેરા હરવા, જે સસરો શ્રીમત તેણે ઉઠાડયો દીકરો ચેતાવ્યો કંઇ ચંત કુંવર તમારી કામની કુડાં કરે છે કામ, આ પેલા જો બાગણે, જામની ગઇ. બહુ યામ બીજે પુરૂષ છે બારણે રમે છે રામા સાથ; એકના હાથમાં ખડક છે, એકને ચુડો હાથ, પણ વીજળીના ચમકારડે દીઠું સરવે દ્રષ્ટ, પુત્ર પિતા દુઃખ પામીયા, કાયે વાધ્યું કષ્ટ મારે કુટે માન નહી શકાણે મુકરી જાત; ઓસીયાળા આપણને કરે. કે કપરા સમ ખાય ઓશીયાળી એને કીજીએ અદકી દીજે આંચ; બધ કરી એને રાખીએ, ઘટીકા બેચાર પાંચ સસરે દીધી સાંકળી. પુત્ર પોતાનો પાસ; ચતુરને ચેતાવીયા. કહ્યું શામા શાબાશ, બેરખડી ખડકી સાંભળી પ્રીતે પ્રેમદા પેર, જારને શુભ સંતોખીઓ, વળાવી લીધો ઘેર, આજ સંકટ છે માહરે દોહલો છે માહરે, એ દીશ; સ્વામી સીસ બેઉના લેઉ નારી કહે નવ કીજીએ, ઘરડા સસરાની ઘાત. એહ જવાબ દેશુ, અમો, કરી વિજારી વાત, વળાવીઆ તે જારને આવી બારણામાંય, માંહીથા ડોસો બરબડે, તોલે ઘણેરો ન્યાય, બોલ્યાં પરીયાં બાપના.

બોલ્યું સસરાનું નામ, માનની તું મધરાતમાં કરે છે કુડાં કામ, બેસારી મુકી બારણે. તેને આપોઆપ ઘરમાં તેડી શું તાહરે આવશે તારો બાપ, લોક મેળવીશું લક્ષધા, મેળવીશું તારી માત. સોનાને ચુડે સોભતી, કર્યો છે મહા ઉતપાત, કુણ વાલો છે તાહરો શું છે તેમાં જોર, શું છે હાંસલ એહનું ચીતના તેડે ચોર; બાળ ભટકાવુ તાહરૂ, બાળ રૂપને રંગ બાળ ચંચળતા તાહરી. બાળ તારો ઢંગ, બાળને તારી બોલબ્રા, બાલ કુંબળ કામ; બાળ લક્ષણ તુજ બાળકી બાળ તહારૂ નામ હવડાં પીતા તો પુછશે ત્યાં શો ઉત્તર દેશ માતા તારી મારશે ત્યાં શો લાહો લેશ. મણાં દીસે મોહકમપણે, કામનીએ સુણ્યાં કાન; વિનીયાએ વિચાર્યું મોટપ પદવી માન. ફટ ફટરે તું પાપીણી ઉત્તમ આપણી નાત; વટાળ કર્યો તેં વંશમાં જોયું જાણિત જાત રાજા તુજને ડંડશે; નાત કાઢશે બાર; વાઢીશું નાકને ચોટલો ભામની ખોશો બાર, આમને વળી સ્વામીયે, દીઠા પ્રગટ જાર; લક્ષણ તે સરવે લહ્યાં, અપરમપાર અપાર. પોપટ કહે પ્રભાવતી શેઠાણી સામર્થ દીઠુ સસરે સ્વામીએ, સરસે કયમ અરથ, એ નારી કયમ ઉગરે; સસરો પ્રણમે પાગ માન રહે કેમં કામની, જડે જો તમને જાગ વિજાર વિદ્યા વિચારતાં માણી જાતી મન માહ; શી રીતે એ સુચવે તોલ કરીને તાંહ માનની કહે મુરખ લવે. પંખી પોપટ જાત કયમ જાએ બે છેતરયાં. તે તો વિપરીત વાત પણ છે તે તો નાગરી નવિ ભુલે નર નેટ. ભોળવે કયમ તે ભામની. પોચેલા સહુ ઠેઠ આતો કરી ન્યાળીયું, પ્રગટ દીઠી પ્રીત. એનો ઉપાય એકે નથી, રાજક દઇવક રીત, સમજાયે નહી સમસા ભોળવાય નહી ભુપ ચતુરાઇ ચાલે નહી એકે અકલ અનુપ. ૮૨ (ચોપાઇ) શુક કહે સાંભળ સુંદરી સારી વાત જો મનમાં ધરી આજ નહી જાવા દેઉ રાત રહે તો

કહુ બિજારી વાત. કરજોડી કહે કામની, પાછલી અરધ રહી જામની કહે પોપટ સાંભળરે આઇ, નાગર નાત ન જાએ વાહી, તેણે જાળ્યું રાખી બહાર, ચેત્યો સસરો ને ભરતાર; એનુ ચાલે તે એ કરે, મારૂ હેત મનમાં નહી ધરે, ચેતાવે મારાં માબાપ, ઉતારે પાણી મુજ આપ; કરગરતે સરશે ન અરથ, વીલાપ કરૂ તે તો સહુ વ્યર્થ કાંઇ કરૂ અધીક ઉપાય હાથ જોડી કમળ લાગુ પાય; વીજાર વિદ્યા મન માંહી ધરૂં, કરતુત કરવું ઘટે તે કરૂ કુઇ એક તેને બારણે, નીર કાઢવાને કારણે; મણ પાંચેકનો આણ્યો પહાણ, નાખ્યો કુપ વિશે નિરવાણ. હળવે હળવે આણ્યો તીર, ધમક ધીબાકો વાગ્યો નીર, જમણી પાસ છે તે કુપ; ડાબે પાશે ગઇ અનુપ, ધમકારો સાંભળ્યો સહુ. પડી કુવામાં વહાલી વહુ; થયો ધમકારો નીરે નેટ; પડયો ધ્રાસકો બેને પેટ હાયરે હાય હાય થયો ઉતપાત; કેવી વીપરીત થઇ. આ વાત; કુટે પેટ પોતાનો પુત્ર. ભાગ્યુંરે કામુ ઘરસુત્ર ઘરડા તુજ ડહાપણ બાબપ. કામની કેરો આણ્યો કાળ; પહેરણ બેનાં નીસરી ગયાં; પેસાબ પાગરણ માંહે થયાં. શોર બકોર તેણે નવ થાય દંડે દેશ તણો તે રાય, માંહોમાંહે લડવા લાગીયા. શોક માત્ર સહુના ભાગીયા (દોહરા) બેટો કહે છે બાપને; ફટરે ફટ ચંડળ; ઘર માર્યું ઘરણી ગઇ; આણ્યું મારો કાળ. પાંચ હજારે પ્રેમદા. પરણ્યો તો હું પ્રીત; મારી નાખી માનની; નરની ફોગી રીત. ઉઘાડી બાર બે આવીયાં તરૂણી પડતી ત્યાંય; એટલે છાનીમાની વહુ; તરત ગઇ ઘર માંહ. તે કોણે જાણ્યું નહી; વહુ નો પોતી વાસ કુવા આગળ બેઉ કળકળે; પ્રેમદા જાણી પાસ જાણી પાસ સાંકળ દેઇ બોલી સુંદરી નીસ્વાસ થઇ તે નાદ; કુણ બોલે બારણે; મુજ લાગે ભણકાર. સસરાજીએ સાંભળ્યો વહુ. વારની વાણ્ય ઉઘાડો આવો બારણે. પરવશ પડીયા પ્રાણ મંદીરમાં

કયાંથી માનની વહુ કહો સાચી વાત રોણુ પડયું આ કુપમાં એ તો મહા ઉતપાત, કરમાં સોનાનો ચુડલો, સાજુ કસબી હાર રોણુ પડયું આ કુપમાં થયો ઝાટકા જોર. મેં તો જાણ્યું કુળવધુ તું તો ઘરમાં હોય હીઠુ વીપરીત આંગણે, કળી શકે નહી કોય ડાટ વાળ્યો તેં ડોસલા, લીધી સ્ત્રી હત્યાય એ તો તારી દીકરી, કીધો મહા અન્યાય ખટ મહીનાથી મેં લહ્યું. આવે છે નીત જાર, હું મારી નણંદી તણો ભાગતી નો'તી ભાર તમો આજ તે નીરખીયું મન ન રાખ્યું માંડ, પશુ સરખા મેં પરખીયા, રાંડથી ભુડા રાંડ. નારી કહે સુણો નાવલા અકલ વીચારો એમ, એ દીકરી ડોસા તણી, તેહ તમારી બેન માઠું કીધું મુરખા, અઘટીત કીધું આપ સ્ત્રી હત્યા બેઠી તુને, પ્રગટયાં પાંચે પાપ લક્ષ્મી પત લુંટાવશે, તજશે તમને નાત સસરો એનો જાણુરી, વીપરીત થાશે વાત. કુંવારો બ્રાહ્મણ કર્યો, ભાંગ્યું તેનું ઘરસુત્ર. મુરખના છો મહીપતી, બેઉ પીતાને પુત્ર નણંદ નક્ષત્ર સરખી, લીધી તેની પુંઠ લજ્યા પામી તે વડી વાળીને બે મુઠ. મુખ શું દેખાડે માનની, એક તાત એક ભ્રાત કળકળતી કુવે પડી, મરશે એની માત. પાયે લાગી. પરણ્યા, સ્વામી સસરો કોડ, ઉગારીયે શી રીતથી, કરમરી કહ્યું કરજોડ. બીશો માં તમે બાપડા, ધારણ રાખો ધીર બુડશે નહી એ બાળકી. નવાણમા નહી નીર. ચડો મેડીએ મલપતા, છાંડો મનનો સોક સોરબકોર કરશો નહી, મળશે લાખા લોક તો તો આપણે, કુળમાં થાય કલંક ઓશીઆળા થઈએ ગામમાં; એતો આડે અંક. સરમાશે ઘણું સુંદરી, તમને દેખી તરત બીજે પ્રહાર બીજે દિવસ, મેળ પોતે મરત. કામની કહાડું કુપથી, સમ ખવરાવી સાથ રખે વાત કહી ઉચરો. આવે ન ઉની આંચ. મેડે બેને મોકલ્યા, રહી એકલી આપ, બેન ન આવો બારણે,

મુજ માર્યાનુ પાપ. વરેડે વળગો તમો, તાણી લેઉ તરત કે। આગળ ઠહું વાતડી. વધુ છુટે પામું મરત. વાત ત્રીજે કાને કરૂં, જો જાણે કોઇ લોક, પુન્ય અમારૂ પરજળો, તીરથ વરત મુજ ફોક. ખમા ખમા ખમા તુને, ભવાની રક્ષાય હળવે હળવે આવજો, પરઠી ધરજો પાય. વળગો બઇ મારે ખભે, ગાગરણુ નીચયું પુર; મંદીરમાં પોહોંડો જઇ, જ્યાં લગી ઉગમે સુર. જય મારે તુજ ડોસલો, જય મારી તુંજ માત, એતે વેરી તાહરાં, શીદ ગમાવો નીર. કાલાવાલા કોટીધાં, માનની ઝાધા મોડ; નણંદને નારી કહે, પીલ હરખર ને ખાંડ. નણંદ જ્યાં સુતાં હતાં, ખખડાવી આવી બહાર; સસરો સ્વામી સાંભળે, નણંદ ઉગારી નાર. રાતમાં રીત એવી કરી, કોણુ ન પરઠી પેર; હેત અધિક વધારયું ઘણે પ્રકારે ઘેર. મવારે ઉઠયા સરવ કોઇ સુણ્યુ નહી કારણ કોઇ; બીજુ નથી જાણતુ, જાણે પેલા ત્રણ નણંદ કાંઇ જાણે નહી, જે સુઇ રહીતી સેજ; પડી ઠગવા કુપમાં, ભોજાઇ આણી હેજ. પ્રભાતે પુણ્ય કારણે બેઠો સસરો એકાંત; વહુને તીહાં તેડાવીયાં ભાગી મનની ભ્રાત સસરો સ્વામી બે જણા પાયે નમાવ્યુ શીશ; લાજ અમારી તુજ કને, વચમાં આણ્યા ઇશ. ઝુમણું એક સોનાતણું સોંપ્યું વહુને હાથ; અમો વેચાણુ છું તાહરાં શોભા તારી સાથ. હાકેમ લક્ષ્મી લુંટાતો, દડાન આપો; આપ સ્ત્રી હત્યા જે ઉગરી, તે તારા પ્રતાપ. દોહીલા થયા ડોસલા. વીચારી બોલ્યો વાણ; નણંદ તમારી દીકરી, વાલી છે મુજ પ્રાણ. લાજ રહી જે તમતણી, તેતો મારી હોય; કામ કરે એ કામની, કરી શકે નહી કોય. રળે તે આપે નારને પાંચ પંદર વાર; તેં લજ્જા રાખી માહરી, તું હઇડાનો હાર. કોણે કોને નવ કહ્યું, ઘણે પ્રકારે ગુહ્ય; કોણે કલંક જાણ્યું નહી ન પડી કોને સુજ. જન્મ સુધી ઝાંખા કર્યા, રાખી એવી રીત કાલાવાલા

કરી કરગરે પુરણ આણી પ્રીત. ભલે પઢણી તુ અમ ઘરે, ભલે જન્મી તુજ માત; શાબાશરે મારી વહુ શાબાશ તારી બુધ; શાબાશ તારૂ શાણપણું, શાબાશ સુરંગી શુધ. શાબાશ તારી બુદ્ધિને શાબાશ સહોદર હેત; લાજ રાખી તેં લોકમાં વેવાઇ પ્રાણ મુજ લેત. લાડકવાઇ બેટી મરત ભાગત તેનું ઘરસુત્ર; જમાત્ર જીવ મારો ઠરત પ્રત પામત મુજ પુત્ર. કોણે કો આગળ નવ કહ્યું, ભ્રાંત ન ભાગી ભેદ; આ ચરિત્ર તો તેં ખરૂ વિચાર પાંચમો વેદ. આવડે એવું બોલતાં, તો તો જારી જાઓ; નહીતર ઘેર બેશી રહો ઘીને ખીચડી ખાઓ. પરભાવતી કહે પોપટા. એ અધીકી વાત; પ્રાક્રમ કીધું પ્રેમદા, ભલી ભજાવી બાત. સાંભળ સુત રણછોડદાસના. સુણ મનજીના તન, ઝવેર પ્રતાપે ગ્રંથ થયો, રૂડે રાજ રતન. શ્રીગોડ માળવા વિપ્ર, શુભ, વેગનપુરમાં વાસ; સુત શ્રી વીરેશ્વર તણો. સેવક શામળદાસ. ગાય શીખે ને સાંભળે, મનના પુરે કોડ; શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૧૪૭



# વારતા ૭ મો.

( ચોપાઇ ) શ્રી ગણપતીને નામુ શીશ આરાધુ ઉમીયાપતી ઇશ; પુજો હેરી સાચી સરસ્વતી, માયા કરી આપો મા. મતી. સાતમે દીવસે જુવતી જાય ચતુર પુરૂષ કો ચીતમાં ચાય; સજ્યા તેણે સોળ શણુગાર અનંગ પ્રગટયો. અપરમપાર. ખરા ઉલટમાંહે ખાંજરે આવી પોપટને પાંજરે; ત્યારે શુક હસી બોલ્યો મન તણો પડદો ખોલીયો. ચતુરાઇ કરો શાં ચેન બાર જાઓ કયાં મારી બેન. જાઉ જાર વીશા કારણ સુદ્ધીથી આવી બારણે; શાબાશ શાબાશ એ રૂડું કર્યું એ વાતે મુજ હઇડુ ઠરયુ. નીચ માણસ કરશે નિંદાય વીજાર તણી કરજો વીચાર; રામસંગ કેરી નારીએ જીતા જસ જોબન જારીયે; પોતે જસ લેઇ થઇ પવીત્ર ચારૂ તેણે કરયું ચરીત્ર નરપતીમાં નાપીકની નાર, તે પણ ઉતરી પેલે પાર. ચીત થકી કીધી ચાતુરી બુદ્ધિથી બાંધી બાહાદુરી માંડી મુખ બેવરાવ્યું તર્ણું અતીસે કર્મ કપો આવણું એવાં થાઓ તો જાજો સુખે, જુંડુ થીદ મનાવું મુખે; નારી નેહ ધણેરી નમી એનો વાત અમોને ગમી કહો માંડી એનો વિસ્તાર, ઉતારયા સઘળા શણુગાર શણુગાર તજી બેઠી તે ઠામ, કામની મરદન કીધો કામ હો ઉપર જઇ આસન કરયું. ચીત્ત વાત સાંભળવા ધરયું. ૧૩

( દોહરા ) કરજોડી રહી કામની, વારૂ શુક કહે વાત અકલીણજો આચરે, તો થાયે ઉત્પાત. રામસંગ રાઠોડ ઘેર. હતીતા સુંદર દેહ જળને મછ થકી ઘણો નરનારીને નેહ. એક એક દેખી ઠરે. એકએક દીઠે હરખ; એક એક દીઠે સુખ અતી શામા સત્તર વરસ, ચાલ્યો ચતુર નર ચાકરી ગુણવંતી રહી ઘેર પોપટ કહે સુણ પદમણી પછી

થી પરઠી પેર. જાર વીલા જુવતી કરે અનગળ અપરમપાર, તે ખબર પોતી તીહાં, જ્યાં બામનીનો ભરથાર. બાબાસ તારી સુંદરી; બાબાસ ચતુરા ચંત કામના તારી ભોગવે, કોઉ ઝાઝા કંથ નજરે દીઠું છે અમો જાર રમે જુવતી ઘણું ગુણનીધી તારે ઘેર. મારૂં કહ્યું નવ માનસો. અકસ્માત ઘેર જાવ; નીશ ચરચા જોઇ નારની, સુખી કે દુઃખી થાઓ. દેખી શકાયું મેં નહી, તો આવ્યો તમપાસ તારૂ ઘર છીદ્ર જાગીએ, શીદ કરી છે હાસ્ય વશીયાદને છંછેડયો, વેદ વકારયો વાદ, મરઠી મુછ તે ઉઠયો. ટેડી મુછી પાઘ પ્રતીજ્ઞા પોતે કરી, વચનાં સીતા રામ સૂર્ય ચંદ્ર બે સાખીઆ મારૂં જઇને ઠામ હથીયાર હઠીલે બીડીયા. થયો અધ અન્ધાર, ચાર ઘડી રાતે ચતુર, આવી બેઠા બાર, જુવતીએ જળ આપીયુ, પ્રીતે આપ્યાં પાન, ભલે પધાર્યા ભૂપતી, દીધું જીવતદાન આજ ઉનમ નહી માહરે અમ ઘેર ખાશા ઘણ; ઘેર પધારયા આ પળે, સફળ હુઓ આ દીસ, આજ નવમહ પાધરા; આવ્યો સલુણો સ્નેહ; રાજ પધાર્યા રાજવી. દુધે ઉઠયા મેહ આજતો વાયસ બોલીયો; વાયો વાય સવાય, આજ ચદનનાં છાંટણાં, રીધે પધારયા રાય, કુમકુમ છડા દેવરાવીયા, મોતી પુર્યા ચોક; ચંદનની રૂપ્ટી થઇ, ગુણ અજવાળુ ગોખ, તેહાં માન્યાં તોતળાં. દિપક માન્યા દેવ; નિવેદ માન્યાં નવરાત્રીનાં માની શીવની સેવ પુન્યે રાજ પધારીયા, જોતી હુતી વાટ; પ્રિતે પાઠ અમો કરૂં, ખાતે પોઢો ખાટ; અમલ આરોગો આજદીન, કહો વીગતની વાત; રંગમેહેલમાં રાયજી, રીજવીએજી રાત કાલાવાલા કોટીધા, કંચ આગળે કાપ; માન્યું નહી તે માટીએ વળી પાણી નવ પીધ સુણ સુણ શામા સુલક્ષણી, ચેતતી હોય તો ચેત; સુખે આવ્યા હોત જો, લાવો તુજથી હેત. ત્યાં વાતો છે તાહરી, જુવતી બોલે જાર; સમ ખાધા તેણે શામળા નીશ્ચે વાત

નીરધાર આવ્યો તુજને મારવા, છેદવા કારણ શીશ અજર કરૂ એ વાતમાં, તો મુજ દેખે ઇશ. જળ કે અન્ન જમુ નહી, વેદ કરૂ નહી વાત, બીજુ પણ રીઝુ નહી, જોઇને તારી ખ્યાત. કાલાવાલા માનુ નહી, માનુ ન તારૂ માન; નીશ્ચે મારૂ તુજને, તારા સમ એ તાન. એક વાત તુ ઉગરે, મેલી મનનો મોડ; માને મુજ આગળ માનની. કહે સર્વે કરજોડ; કેટલા કંથ તેં ભોગવ્યા, કેટલા કર્યા તેં જાર; કેટલા રંગ રમાડીયા. કહે મેલી મન ભાર, ૫૧ (ચોપાઇ) નારી કહે સાંભળરે નાહો, વિનતા જાણીને શું વાહો; તમો માનો લોકનું કહ્યું, ડહાપણ તમારૂ વહેતું ગયું. ચતુરાઇ તારી ચુલે પડી, અમ સાથે કેમ આવે અડી. બાળ તારી બુદ્ધિ પરપંચ, બાળ શાણપણાના સંચ ૪૭ બાળ હથીઆર સુરાનો સંગ, બાળ મુછ દાઢીને ઓસ. કિધું મે સહુ તારી તોલ શાણપણું તે કયા સાટીયું ડહાપણ કઇ જગે દાટીયું; દેખી ન શકે લાજ લોક; ફરે ફજેતી હાંસુ ફોક, રાઢ ઘરમાં થાવા કારણે, ભંભેરયો આવ્યો બારણે; મારૂ કહેતો આવીયો, રળી ઘેર રૂડુ લાવીયો રજપુત કહે સાંભળરે રાંડ પાપણી તું કરે પાખંડ. તરૂણી લક્ષ કથન કરે તું. વણ મારે મૂકે નહી હું વિનતા સાચી બોલે વાણ, તો તો તુજને મૂકુ હું જાણ માને સાચું તો સરવે માફ. પ્રકાશ કર તુ તારૂં પાપ; સાચુ જો માને આ દીશ, ઇશ્વર આણુ જો છેદુ શીશ જુવતી જાર કર્યા જેટલા, તનમનથી માનો તેટલાં; તો તો સ્ત્રીહત્યા નહી લઉ, પરીયા સાતનો કોલજ દેઉ, વણ મારે જો મૂકુ તને, મહાદેવજી દંખે મને, તેથી લાખ પ્રતિજ્ઞા ઘણી; સમજાવ્યાં સમજે સુંદરી હેતે જુવતી જોડયા હાથ, સ્તુતી કીધી સ્વામીને સાથ. કરતુ કર્યાં હોય એવાં કામ, તો વચમાં આણુ શ્રીરામ. કહોતો વચમાં આણુ ઇશ. કહો તો જાપ જપુ જગદીશ, કહોતો અગ્નિ ઝાલું હાથ સતી થઇ

શોભુ તમ સાથ. કાચે કુંભે આણું નીર, હથેળીમાં રાખુ ખીર, કાચે તાંતણે સજ બાંધીએ, સ્વામી કહો તે થીર સાંધીયે; કહો તેવી ધરૂ દ્રઢ ધીર, શીવને સમર્પુ કહું શરીર કાચે તાંતણે કાડુ ઘડો, વણુવાંકે આ માટે વઢો, તાતે તેલથી વાટી ભેક, કહો તેવી એધાણી દેઉ. ભરીયે પસલીક પાવક તણી, જેમ ધ્યાનમાં આણે ધણી, નાખો સમુદ્ર મધેથી તરૂ, એકે વાતે હું નહિ મરૂં. કહો તો ઝેર હળાહળ પીઉ, સાચી વાતે શાને બીહુ, હું સ્વપ્ને જાણું નહિ જાર, ખુવો તમે તમારો ભાર. ૫૭

(દોહરો) રામ દુવાઇ રામો કહે, મળે ન એકે મેળ, માર્યા વણ મુંકુ નહી, ખરો એ મારો ખેલ જુવતી કહે જખ મારશે, જુઠું બોલે જેહ. મસ્તક કાપ્યરે માહરૂ, તને ગમે તો તેહ અધીક રીસથી કોપીઓ, રજપુતની એ રીત. બાંધી નારી બળ કરી, પરહરિ પોતે પ્રીત ઘર વચે એક થાંભલો, ચોવાધ બાંધ્યા ચરણ, કમરે બાંધી કામની, કર ઉચાથી કરણ. મેલુ રાત્રી આજની, કાલ્ય ઉગમતે દીશ, માને નહી જો માનની, સવારે છેદુ શીશ પલંગ પથરી પોઢીયો, પ્રીત તજીને પાસ, કટાર ગ્રહયો છે કર વીશે હેતે તજીને હાસ્ય, ઉંઘી ગયો અરીણીયો, મોકમ ગઇ મધરાત. એટલે એક કૌતક થયું, વાપ-રીત સરખી વાત. નારી જાતે પાપીણી, પાપીણી કરવા પાપ, સઇયર તેની સલક્ષણી, આવી આપોઆપ તે નારી તણી કુટણી, હાડી નીત હલાલ. સાટાં વીટાં સાચવે, માંહી મહોરો માલ. સરવે સાદે સ્વર કર્યો. એ હું છું ઉઘાડ, આવી તુજને તેડવા. જુગતે કરી જમાડ કળે કમાડ ઉઘાડીયાં, પ્રિતે બેઠી પાસ. બેસાડયો છે બારણે ઘણા હેતથી જાર. માન કરેરે તુ માનની, દાવાનળ છે દીલ. રામ રાઠોડ રીસાળવો છેદે મારૂં શીશ કોઇએ કાન ભંભેરીયા, આવ્યો કરતો કોપ માર દે છે

મુજને પરણો. લજ્જા કરે છે લોપ પરવશ પડી છું પાપથી, ફંદા બાંધ્યા હાથ, શી રીતે આવી શકું, સ્નેહ કરવા તે સાથ. સબ્બર પરીઆ સાતનો કબુલ કર્યો છે કોલ, લાખ વસાં તે પાળવુ, જે હું બોલી બોલ, કોલ બાળ તું જ કામની, બાળ તાહરી રીત. પ્રભાતે પ્રાણપતી હરે, તો કયમ પરહુ પ્રીત. હવે માલ શો મુજમાં, હવે માહારી શી બુધ હવે આ શી શીરતણી નથી દેહ મુજ શુધ નારીને પાપીણી કહે તરૂણી એ શાં તાન સારી પેઠે લાગ્યો સુખીડ પ્રીતે ચાવો પાન આશા બંધી આવિયો, નીરાશ કેમ તે થાય; વાયદો કર્યો આવ્યો અમો. તે મીથ્યા કેમ થાય સબ્બર શીખામણ શીખવું, કજો કેર એક કામ: જાઓ જરૂર જારી કરો, મુજ બાંધી આ ઠામ જાઉં શું જીભે કહું. બાંધી મુજ તુજ ઠાગ; જય આવો વીરમ કને, તો તું સાચી નાર નારી છોડી પાપીણી પોતે બંધણી પેર, જારી કાજે જોખમાં, મધ પરનરને પેર, પહોર રાત રહી પાછલી, લાગ્યો જોર બળ જોદ; કામની જગાડી કંથડે, કરીને ઝાઝો કરોધ માન વાત - તુ માનણી; ગુણ તજીને ગર્વ; માર કરૂ મુકુ તુને વાંક ગુનો જે સરવ, બોલી નહિ તે બાપડી, સમજે નહી તે સાદ; રીશ ચઢી રાઠોડને ઉતારૂ તારો નાદ બોલાવી નથી બોલતી, વેદ કરે છે વાંક; કોપ કરીને કાપીશું, તે નારીનું નાક, પંચ અંગુલ પુરૂ ભરી. સોભાનું એ સાથ. માનની વાળો મુઠડી, હેતે ઝાલો હાથ. ખાંતે ભરાણાં ખાખડાં રૂધીર તણી ચઢ રેલ; શામાને મન શોક છે. મળ્યો એ રીતે મેળ નાક હવડાં તો છેદીયું, સવારે છેદુ શીશ; જુવતી તું જાણે નહી રજપુતોની રીત અરીયણ આરોગી ઉંઘીયો, જાણે પામ્યુ મર્ત, એટલે જાર વીણા રમી તરૂણી આવી તરત. બાર ઉઘાડયાં બળકા પાસે બેઠા પુર. અરસપરસ વાતો કરી નાની નીરખ્યું નુર. હાચાનગ દુખમાં પડી,

સાડમો, તુજને આપે પાપ ઉઠ અકરમી આ ઘડી લાખીણો એ લાગ નાખ્યું છુટો નાર કહે. પછેણો પ્રાંદો પ્રીત રીત ન જાણે રાજવી રજળે હાડાં નિત્ય ઉઠયો અકરમી ઉંઘથી, ધસમસ કરતા ધીર નારી સન્મુખ નાંખીયો. છાર એક નગન જરીર ચરીત્ર કરયું ત્યાં ચિતની ફટફટરે ચંડાળ નાક કાપ્યું નાવલા, ઘણી મુખ દીધી ગાળ, કલ્પાંત કરે તે કામની, બોલે અવળા વાંક નીચ નમેરા નાહોલા, છેદયું મારૂં નાક, ગુણ ડીઠા તું ધાંપજા. કયમ કીધો તેં કેર તારે મારે ક્યાં અડયું, કીધો જન્મનું વેર. રળી ખવરાવું રોટલા, વેચું મારી જાત, તેનો ગુણ જાણ્યો નહી વીપરીત કીધી વાત. હત્યારા હત્યા કરી જીવું નહી આ દીશ. ભ્રાત તાત મારા કને, છેદાવું તુજ શીશ નવ જાણીશ નવરશો મારે માથે જોર; નાક વાઢી તું જઇશ ક્યાં; ચંડાળ અકરમી ચોર, હત્યારા હત્યા કરી, પાપી કીધું પાપ. કાપ કરી સ્વરૂપના અકળવંતા આપ. ગામમાં નોતી ઓરડી મુજ સરખી મહારાજ, કરૂપ કરી તેં મુજને, સુખ કરાવ્યું તાજ મનુષ્યને મુખ ન દાખવું જીભે હેઠ દંત આ બે તારા છોકરા, કાળા મોંના કંચ માનની જોઇ મુરખે માન્યું સરવ સચ; નાક દીઠું નારી તણું પુરણ આગળ પાંચ. રહે રામા રોઇસ માં કરૂં હું તારૂં કામ; સાધેસાધો મેળવું નરપણીએ મુજ નામ. ટેભા દીધા તરતીમશું મેળવ્યું લોહીમાં લોહી સેજ વાતે સાજું કરયું, કારણ ન જાણ્યું કોઇ. લાખીણી બાંધી લોબરી; જરૂરપણે ત્યાં જાઓ કરૂ લડવા પ્રીતથી ખાંત ઘણાથી ખાંઓ, ખવડાવું સુંઠ ટોપરાં, ખારેક અને ખજુર તું માનીતી માહરી, મુજને જાણ મજુર પ્રાણથી વહાલી પ્રેમદા, તું જીવન મુજ જાગ્ય તું આધાર છે માહરી પ્રીતે લાગો પાય, થયો વેચાણ વનિતા તણો ગુલામ ઘણેરે હેત, ઘર ઘરેણું તાહરૂં. તન મન ધન સમેત. એક વીજારી નાયણી પુરણ

ફાથી પેર, હવે હકીકત સાંભળો, રાવ રાઠોડા પેર રાત રહી પછી પાછલી. ઘટી ત્રણ ઘડ ધાર. જાગ્યો રજપુત રાજવી, વીર વીરોધી વીર ખુંખારાને ઉઠિયો જળ પીધું જરૂર, અમલ આરોગ્યો એ સમે પ્રભાતે ઉગતે સુર. કરમાં લીધો કોરડો પટકાવ્યાં સે પાંચ મસ્તક છેદુ માનની, અધીકી કીધી આંચ ઠીક વાઢ્યે સમજી નહીં, માન્યું નહી તે મુજ કરયું ભોગવ તું તાહરૂ. તારી હત્યા તુજ. મરવાથી બીતો નથી, તે તો જાણુજે સાચ. માનત તો મારત નહી. તો મુજને શું પાપ કરી રામા વદે. સાંભળ માંટી મુઢ, પાપી પાપીના જણ્યા, ગુણહીણા તું ગુઢ જુઠા જુઠાના છોકરા જુઠા જુઠાના જાર, જુઠા જુઠાના સોબતી, ગુણહીણાં ગમાર. નગુણા નગુણાના નરપતી, નગુણા નામ નીશંક, અવળા અવળાના સગતી અવળો આડે આંક, અધર્મી અહંકારી તું અધર્મ તણો તું રૂપ. ડહાપણના દંભીયા; ડહાપણ પડીયું કુપ. ભુંડા ભુંડણના ભુપતી ભુંડા કરે આ ઠાર કુડા કુડાના કોકરા, શું કહું વારંવાર જેની આંખે કમળો થયો. તે પીળુ પેખંત તું છે જાર જારી તણો. દીસ રાહુના દેખંત. રજપુત નહી તું રાંડવો. પ્રીછે ન પુત કે પેર લોક ભુડે અંભેરાયો આવ્યો લડવા વેર કલ્પાંત મુકયરે કંથડા જખ મારે તું ફોક રખે તે સાચુ માનશે લાડકવાયા લોક, સજનને તો દુખ થશે થાશે વઇરીને વાણુ; તારેને મારા બાપને, એક હસવું એકે હાણુ સિતા સરખી હું સાધવી. અબળાનો અવતાર મન્દોદરી સરખી માનની માને નહી ગુમાર; બાળી ભસ્મ તને કરૂં. જો તુજને દેઉ શ્રાપ શુ કરીયે પરણ્યો પતી, પ્રતક્ષ લાગે પાપ; પ્રભાકર પ્રભુ પ્રતક્ષ જે છે ઉમિયા ધણ. જો હોય બાપનો દિકરો તો તું છેદ મુજ શીશ રાણી જાયો રાજવી ધાવ્યો માનુ સ્થાન; બેટો હોય જો બાપનો તો નવ મુકીશ માન હથી હઠીલો બોલીયો માન ન મુરખ

માન નાક વાઢે સમજી નહિ હવે કેમને કાન ક્યાં ગયા તારા દેવતા ક્યાં ગયા તારાં તાત ક્યા ગયા તારા રાખજી છેદ્યું જ્યારે નાક વળી મારે મુંડ્ર જીવતી તો બ્રહ્મહત્યા પાપ; સારી પેરે ઓળખ્યા; સતી તમારા શ્રાપ, માનની કહેરે મુરખા, કયમ માને તું આજ, જો તું કહે તો હું કરૂં કંઇ તમારૂં કામ કહેતો દેખાડું પારખું માણું માટી મુંહ કાંઇ ન રાખીશ ઓરતો. ગુણીજનો ગુણ ગુઢ રાઠોડ કહે રાણી સુણો તારા હું માનું તાત સુર્યદેવ સાજુ કરે નારી તારૂં નાક મેં મારે હાથે હણ્યું, પુરણ આંગુળ પાંચ; ચતુરભુજ ચોહાડરી, સહી સતી તું સાચ અખીલ નાક અંબા કરે. નહિ વિનતા તુજ વાંક તો તારા ચાકર અમો, એતો આડો આંક કાપો ન રહે કામેની, પલક ન પામે પીડ તો મન માને માહરૂ સતી હોય તો સીધ તો સાચી જાણું તુને, સહુ વસા તુ સીત મોટમપણે મન્દોદરી માને મરૂ ચીત નારી કહેરે નાહોલા શીશ કાપે તો તરત; ચતુરભુજ ચોટાડરી મેળ ન પામુ મરત. હાય મારા રાખે હરી પ્રભુ રાખે મુજ પામ, જીવ રાખણ જગદીશ્વરી, નારાયણી રાખે નાક, નાક કાપ્યને માહરૂં, શીદ લગાડે વાર મી સુરજ સાજુ કરે નીશ્ચે તે નરધાર લવલવ કરે લેખા વની જીવ્યાની એક જામ નારી નાક સાજુ કરે પ્રીતે લાગુ પાય એટલે અરૂણોદય થયો અધીક થયો ઉજેશ નારી ન્યાળી નાહોરો સામા પણી સુવેશ ભરયાં રૂધીરે ખાબડા ભરયાં રૂધીરે વસ્ત્ર સાજુ નાક સુંદરી તણું પતીની પાસે સત્ય મારે હાથે મેં હણ્યુ સોપ્યુ એને હાથ સુર્ય-દેવે સાજુ કર્યું સ્નેહ સતીને સાથ હવે સતીને છોડીએ નહિતર કોપે ઇશ જેમ નાક સાજુ કર્યું તેમ સાજુ થાય શીશ વિનતા વાલા વિષ્ણુજી વિનતા વાલા રામ શીશ સાનકુંનું છેદીએ જેણે કીધું કામ પતિએ પ્રાણપ્રિયા કરી વાર સાત એક આઠકરજોડીને કરમરે પરઠે સ્તુતી

શાક ધન્ય અવતાર ધણી કહે, ધન્ય શામા સતીપણું ધન્ય ધરણી મુજ ઘેર. ધન્ય માત તુજ તાતને. ધન્ય તારો અવતાર. ધન્ય ધન્ય જનુની તાહરી. ભાગ્ય તણો ભંડાર ધન્ય કુળ તારાં કર્મ, ધન્ય સતીની સીખતા ધન્ય તમારૂ ધર્મ; જખ મારી જેણે કહ્યું કામની તુજ કલંક જખ મારી મેં માનિયું ક્ષમા કરોજી વાંક; જો તુ ખીજે જે ધરે, પ્રલય પૃથ્વી થાય, સાચી સતી તું સુન્દરી; સાચા તુજ કૃત કાર હું તો જુડે ભાવટી જાણ્યો જુઠો જાર અધિક અકર્મી હું કરયો. જુડાપણુનો ભાર વગર અપરાધે હું વઢયો; પરમાણિયા તુજ પ્રાણુ ચાડી ખાધી ચતુરા તણી, રૂદે ચઢાવી રીસ ઈશ્વર આણુ જો તે તણું કો દિન છેદીશ શીશ હરી નાર હેતે થકી કરશો માં એ કામ પાપ ધોવાય આપણું રૂડુ કરસે રામ કંસુરજ સામી નાંખીયે. પોતાને છંટાય. ધરમ અધરમને સત અસત્ય, તે વેળા તોળાય. બાંધી લીધો બાપડો લોહ સાંકળે બંધ સતીપણુ શોભાવીયું. એવો કીધો ધંધ ધર ઘરેણું સોંપિયુ કરે નિત કલોલ આભરણુ આપ્યાં અતિ ઘણાં શણગાર આપ્યાં સોળ કર જોડયા તે કંઘડે બે વારણાં બહુવાર નારી ચરિત્ર લહયું તહી અપરંપાર અપાર વિદ્યા ભણે છે વિપ્રશુભ પુરાણુ ભણે છે પાઠ સ્ત્રી ચરિત્ર નથી જાણુતા, ઠગ વિદ્યાના ઠાઠ. વણુજ કરે છે વાણીયા લેખાં લાખ કરોડ સ્ત્રી ચરિત્ર સમજે નહી કામની શું કરજોડ રાજા રાજ ઘણાં કરે જીતીવા દેશ વિદેશ સ્ત્રી ચરીત્ર ભણ્યા નહી લક્ષણુથી લવલેશ પરધાન ચોકયા પાટવી વજીર ઘણા વિવેક સ્ત્રી ચરિત્ર સમજે નહી નારી કેરા નેક નાવિ સદાદલ ડાહરા અવળા વાંચે એક જીતે બધા જગતને, રાણી આગળ રાંક પટેલ પાટીદાર સહુ દેસાઇ ઘણુ હિવ લાખ રાંક આગળ સહુ રાંડવા લાજ પુરે છે લાખ સુરપુર ધક ધીર જહા સંગ્રામે શીરદાર સ્ત્રી ચરિત્ર સમજે નહી ગોરી કર્યાં ગમાર.

સુરાને કાયર કર્યા, પંડીતને કીધા મુઢ અજાણ કર્યા કંઇ જાણને પરાક્રમ કીધા પ્રૌઢ દાસ થયા ચક્રવતી તો રાંક નારી જોરાવર નર થકી એતો આડે આંક કવિયોને કીંકર કરયા ગુણીજન કીધા ગુઢ કાજીને પાજી કરયા પ્રેમદા પરાક્રમ પ્રૌઢ સઘ સુથારને સાળવી, વસવાઇયા વિવેક એ બિચારા શું લહે નારી કેરા નેક પોપટ કહે પ્રભાવતી જારી કરવા જાઓ વિજાર વિઘા આવડે તો તો સુખીયાં થાઓ પુષ્પ નિધાન શુક બોહોતેરી, એક એકથી એક સ્ત્રી ચરિત્ર શોભા ઘણી નારી કેરા નેક. સાંભળ કહુંજી કુળદિપ તું સાંભળ વાણીયા વંશ સાંભળ રૂખીકલ મનજીતણા અવતારિક છો અંશ સાંભળ કામ સલક્ષણા સાંભળ ઝવેર જશવંત એ વિનતાની ચાતુરી અતિશે વાત અનંત શ્રીગોડ માળવી વિપ્ર શુભ વેગનપુરમાં વાસ સુત શ્રી વીરેશ્વર તણો કહે કવી સામળદાસ.'

# વારતા ૮ મી.

ચોપાઇ—શ્રી સારદાને નામું શીશ આરાધુ ઉમીયાપતી ઇશ શ્રી ગણપતીને પુજુ પાય સફળ મનોરથ મનના થાય કહીયે વાત અધીકી આઠમી રશીક વચન સ્થીરતા ઠાઠની રામા ચાલી પડતે રાત વાહ પોપટ બોલ્યો વાત આભણ અંગે સજ્યા છે સોળ મુખ માંહે ભરીયાં તંબોળ; હાવભાવ કટાક્ષજ કરી સમીસાંજે રામા સંચરી પોપટને કીધો પ્રણામ કામની અંગે દીઠો કામ તેના મન ગમતું બોલીયો મનતણો પડદો ખોલીયો આજ શીખામણ દીજે અમો તરૂણી જારી જાઓ તમો, હસી રમીને જમીને જાણ કરી આવજો રૂડાં કામ. જુવતી કહે હું ત્યાં જાઉ છું તારા સમ ખાતે ખાઉ છું પોપટ કહે પધારો પેર જોજો અમૃતમાં ન થાએ ઝેર સાચવજો કંઇ સંકટ પડે રખે આળ નવ માથે ચડે ચડયા કલંક ઉતરે નહું કદી જાંક ચડયાં

ઉતરતાં નથી. (દોહરા) કદુળા કોળીની કામની, કીધું છે જેમ કામ: તેના જેવું આવડે ઠેઠ પહોચાડે ઠામ પગે પડી તે પ્રેમદા શુક સાંભળ મુજ બાત કોણ એવો કોળી હતો વિસ્તારી કહો વાત નામ કવણ નારી તણું રહેતો કોણજ ગામ વીજાર ત્રિયા કેવી કરી મમત વધારી આમ શુક કહે સુણ સુંદરી કદુલા ઘેર કામ્ય રામપુરા મધ્યે રહે નૃસિંહ રાયને ધામ ત્રણ તલવાર બાંધે બણી કમર કસે કટાર તીક્ષ બાંધે ત્રિવિધે ભામનીનો ભરથાર મરદ મુછાળો મમત બહુ બાંધો રાખે હાથ સુરામાહે શીરોમણી સુરે સામદ સાથ ટુંકારો કો નવ કરે લોપી ન શકે લાજ તાર ઉતારે તલવારથી મહીપતી માને બાપ પરખામણ નવ નીસરે વાદ કરે નહી વેર જાણે જુડો બીજા છે કરે કદુલો ફેર ફુત સેવા ધરણી ગઇ હેતે વણીકને હાટ જગત લોક આવે તિહાં ચોટા વચમાં હાટ ડાહ્યો શાહ એક શેઠીયો દુંદાળોશો દેહ ફરે ફુટડો ફુલતો નારી પ્રમટચો નેહ બોલતા ખાડ ગાલે પડે વળી ત્રવેડી પેટ લીસો ગોરો લાલચી સહુ કો કહે છે શેઠ ગરદન જાડી ગુણવંતો ટુંકા ટુંકા હાથ કાલુ કાલુ બોલતો સ્નેહ સર્વને સાથ કામાતુર થઇ કામની વીર-હનું વાગ્યું બાણ આશક થઇ તે ઉપરે પરવશ પડીયા પ્રાણ વણીકને વાયક કહ્યું મણેક મારે ખરત તે તોળી આપું તુને કહીને તેડયો તરત લોભે પડીયો લાલચી પ્રીતે પરઠી ઘેર આવે જાય હરનીશ ઘણા હેતથી ઘેર મન મીઠુ માનની તણું પડયો ધાસકો પેટ વિનતા પ્રત્યે બોલીયો સમજુ શાણો શેઠ ચિન્હ માં કર ચંતના વાત ન કર આ દીલ કદ.ચ કદુલો દેખશે તરત છેદશે શીશ બાળ ધી તરૂણી તાહરૂં બાળ તાહરો લાભ ઉદરમાં કયમ ધાલીએ આજ અવસ્થા આભ બીણે મારાં છોકરાં જીવ મારેથી જાઉ આજથકી નહી આપીએ, તે વાતે સમ ખાઉ, કપરોને વળી કાઢીયો કહ્યો કડવોઝેર, એમાં લાભ શો લીજીએ, વિણ

સ્વારથનું વેર. વિનતા કહેરે વાણીઆ, જખ મારે છે એહ, સુખે જાવને આવજો, કરજો મુજશું સ્નેહ. કદાચ તું આવે નહી, સ્નેહ તોડે મુજ સાથ, કહું તે કટુબા કંથને, હૃદયે નાખ્યા હાથ. તે વેળા તેની ઘડી, તેજ પલક તે વાર, અજર નહી એ વાતમાં, શીશ તણો સંસ્કાર. કોઇક દહાડો દેખશે. જેહ લખ્યું તે થાય; મારી ન શકે મુજ આગળે. ચીતમાં રૂડું ચહાય. વશ કીધો તે વાણીઓ; જુવતીએ મેળવ્યો જોગ જાર કરે તે જોખમાં; ભામની સાથે ભોગ. જાણશે તારે મારશે, નારીને નવ દુભાય; કોસર કરૂ હું જેટલી; તેટલું જોખમ થાય. વીચાર કરયો મન વાણીયે એના કોપ્યા પ્રસ; જ્યારે કટુબો દેખશે; તારે છેદશે શીશ એ વાતે સંદેહ નહી; ખાધુ નીકળશે ઘરત; મારે મુજને તો ખરો એ વેળાએ તરત. નહી આવું કહે નારને તારા મંદીર માંય; જીવતણું જોખમ થશે; તોભ ઘટે છે ત્યાંય. સેજા કહેરે શેઠ સુણ; ચીંતા મન નવ આણ; લોક પરિયા પચાસનો; વેદ વચન મુજ વાણ તારે થુંક પડે જેટલું તેટલું મારૂં લોહી; તુજ જીવે અમો જીવીએ; કારણ ન લહે કોઇ, કોલ દીધો તે કામની; લાખ હજારાં કોડ; નીરભય આવ્ય તું આ સમે; મંદીર મોડા મોડ એક સમે કઉતક થયું. ડાહયો વાટે દીઠ; ધશીત થઇ તે ગોરડી; પ્રેમદા કેરી પીઠ. કંથ આગળ કહે કામની. કરો અમારૂ કાજ; કોળાં કાઇક લઇ ગયું, ઓ આપડાં આજ જરૂર લાવો ઝાંખરાં, વચમાં કરવી વાડ. વળી કોળુ કોઇ લઇ જશે; કરવી પડશે વાડ હવડાંને હવડાં જાઇ; જાંખર ઝાઝાં લાવ; રાંધી મેલું રોટલા. એક ઘડીમાં આવ. કોળાં જીવ બરોબરી; લઇ ગયો કો જન; વાડ કરશો વરણાગીયા, તારે મળશે અન. ઓશીયાળો થઇ સંચરયો ઝાંખર લેવા જાય; એટલે વેલો વાણીઓ; આવ્યો છે ઘરમાંહ. જાણ્યું વાર ઘણી થશે; અંપો જારો એહ; વણીક

પરવારી વીખરી, તાન વધારી તેહ. નિશ્ચિંતપણે નિશ્ચેતથઈ. લાગી લેહેર લગન; વસ્ત્ર વિસરજન બેયનાં, થયાં નર નાર નગન. ઘર તેનું સંધોળીયું; નહી અગોચર ઠામ, વિશ્રામ ઠેકાણે વાણીયે; કરીશું કંઈ કામ. મળે મ્રગ જેમ કેસરી; મળે અજને જેમ ગજ, જાંબુક પિંડણ ભોગવે કહો કેમ જીવે રજ. માંસ સાચા સારફળનું સસલો ખાવા જાય; પંગો કેમ પરવત ચડે; અંતે કુંજેતીંચાપ. ગયો બાગોળે બીલાડો; દીઠાં ઝાંખરાં ઠેર; બાંધી લાગ્યો બારણે; ઘડી એકમાં ફેર. ક્યાં કોઈએ એકઠાં; ઘણાં ઝાંખરા ઘેર; દેખે તે મુક નહી; બીતડું જેનું ચોર. દીઠો ડાહયે આવતે. દીઠે ઘરની નાર, વાણીએ ચોડયાં; વેણલાં; મનમાં કર્યો વિચાર. થરથર ધ્રુજી સ્થિર રહ્યાં; વસ્ત્ર વિહારે મત; રામરામ મનમાં જપે. માથે આવ્યું મ્રત. બીખ્યાં મારાં છોકરાં બીચારી ઘરની નાર; હાય હવે હું શું કરૂં. ચાલી ભો સંસ્કારી. લગ કરે લલોપતા; વ્યાકુળ વ્યાકુળ થાય; કહ્યુ કૃતાંત સરીખડો; જોર કરી ક્યાં જાય. નખાક કહાં નારી મુને; ઉમર કેમ આ દીશ; નવરાની નિશ્ચે કરૂં જીવું તો પુણ્ય ઘણ રામ રામ મનમાં રટે; મે શું કીધું કામ વહાલો કો મારો નથી. રાખણહારો રામ. શિખામણ સહુને કહું; કો પરઘેર ન જાય; ડાહ્યાની પેર થશી, ઘણા વાગશે ઘાવ. લઘુશંકા થઈ છુટકે; નેત્ર થયાં નિરાશ; ઓ માર્યો ઓ મારશે જીવ્યા તણી શી આશ. નિમેષ માગ ન નાખવા; રહેવાનો નહીં શેષ; ફુટે હાથ કપાળમાં જોને લખ્યો લેખ. કટકટ છુંડી પાપણી; સમ ખાતા શીદ રાંડ; હાથે મુને હણાવીયો; રંડાવી મુજ રાંડ. માંડી મારશે તાહરો; રૂદે ધરશે અહુ રીસ; ભરજોબન તું ભામની, છેદે મારૂં શીશ. પોપટ કહે પરભાવતી કરવા આવ્યો જાર; હવે વાણીઓ શી કરે; કયમ રહે એનો ભાર આઈ ભોળે બુદ્ધિથી; દીઠો જડેનો જાગ. ભામા કયમ ચાલે સહી;

પતી કયમ લાગે પાગ; સતી કેમ થાયે સુંદરી; કટુબો કરે કલોલ. એક વણીક કેમ ઉગરે; કેમ રહે એનો તોલ. કેમ પાયે લાગે પતી; કેમ વણીક રક્ષ થાય કેમ સમ કોગી તણો; વચન ગોરી આ આય. કહું કામનીનું કેમ કરે; હેતે જોડે હાથ; કેમ ડાબાલા ઉગરે; નમે કેમ સપતો સાથ. પરભાવતી કહે પોપટા; એતે કર્યાની રીત; ડાબાલાને દેખને; પુરષુ કેમ વાધે પ્રીત. કોળી જાતને કળકળ્યો; કામનીના જોતે કામ; હાડ વેહેર હઠે ચડયો; કેમ મુકે એ મામ શુક કહે સુણ સુંદરી; રહો આજની રાત; સાચી તુજને શિખવું; એક વીજારી વાત. નહીં જાઉં નારી કહે. ઉતાર્યો શણગાર; વસ્ત્ર કીધો તેમ વાતથી ભામનીએ ભરથાર દીઠો ધણીને આવતી; નગ્ન હુતી તે નાર; હંમેડા લેતી નિસરી; બેઠી આવી બહાર નાચતી ને કુદતી; ઉંચા રાખી હાથ; નગ્ન કાયા નિશંકથી; બોલી સ્વામી સાથ અલ્યા કટુબા કોલગા તારૂં મુખ દેખાડ; કયાંથી લાવ્યો ઝાંખરાં; ભાંગી મારી વાડ ઘેલી કરી તુજ ગોરડી; લઇશ તારા પ્રાણ ઝાંખરાં લાવી જાણુશો; વિપરીત બોલી વાણુ ભાઇ તારા માના જણ્યા; પોઢયા છે જે પાંચ; પ્રભાતે પાલન કરૂં; અધીક દેખાડું આંચ; આંહી સુધી આવ્યો જીવતો પ્રેમદાને પ્રતાપ; હાડી દેરે દીવો કરે; સતી છે આપોઆપ જવાળા-મુખ્યા મારીકા નવ ખડે છે નામ જે લાવે મુજ ઝાંખરાં ફોડુ તેનો ઠામ; અળાય ધણી ને ઉછળે લેશ ધરે નહી લાજ તામોટા કુટે તારૂંણી; કરે કારમુ કાજ ઝટીયાં ચુટે જલણી વસ્ત્ર વિહાણું અંગ, ચીસો નાંખે ચંતની; કરે રામા બહુ રંગ; ભામની દીઠી ભીલડે આતે શો ઉત્પાત; ખામુખી માળીકા; વિપરીત ભારી વાત, પ્રદક્ષણા પોતે કરી; પ્રીતે લાગ્યો પાય; માત કહો તે કરૂં; જહુ કહો તે જાગ બાયોએ જો ભીલડા; જાંખરા જઇ નાંખ દેવટ વાણુ દેખતાં હજુ રહીશુ

સાખ; સતી છે તારી સુંદરી, સેવક મારી જાણ; માટે મુકુ જીવતો નહીતર બેતી પ્રાણ વારૂ મારી દેવતા વારૂ મારી માત ક્ષમા વાંક મારો કરો કહોનો રહુ ત્યાં રાત વાડ કરી તું આવજે મનમાંહે ન ડરેશ જે દાડે દુબીશ નાસ્જે તે દાડે તું મરેશ પાછે ભાગી પાછો ફરયો ભેઘ ઝાંખરાં શીશ વાડ દેરાં પાછળ કરી ભાગ્યો આખો દીશ વિનતાએ વશજ પેરીઆં હશી જારની સાથ જો ચરીત્ર કેવું કરયું તાળી દીધી હાથ કાઢી મુકયો વણીજને નિર્ભય થઇ નિસંક કહુલો તો કીકર કરયો વાણીયો આડો અંક કરજોડી ઉભો રહે કહુલો ઓનો કંથ જીવ્યો તુજ પ્રતાપથી પળત હું મોટે પંથ ખુબ કરી ખાતરજમા ખરી ચાલી છે ખ્યાત સતી પ્રતાપે જીવીયો નહીતર કાળી ખાત પુર બાંધુ પાયે નેમે કરે એના દરશન કદુલા કરી કામની તેને કાળી પરસન શુક કહે સુણ સુંદરી પ્રભાવતી શુભ પેર જો એવા પ્રાક્રમ કરો તો જાઓ જારને ઘેર એમ વીજારી આવડે જારી કરવા જાય નહિતર કરમાળા ધરી ગુણ ગોવીંદના ગાઓ તેહ દિવસ તો વહી ગયો વાણ વિવિધ વીલાસ આષ્ટ કથા પુરણ થઇ કહે કવી સામળદાસ શ્રોતા વકતા સમજતા કહુ કવિતા કરજોડ શામળભટ કહે બોલજો જય જય શ્રી રણછોડ ૮૭

# વારતા ૯ મી.

(દોહરો) શ્રી ગણપતી ગરવો ધણો દિવ્ય દુંદાળો દેવ, ઉમીયા અંકથી ઉપન્યો, પ્રથમ કરે સહુ સેવ. દુંદાળો દુખ ભંજનો સિંદુર શોભીત સાર મુષક વાહન મળપતો, દેવ વડો દાતાર; નારી તે નવમે દીવસ; સજ્યા સોળ શણગાર નીશા સમે તે નીસરી,

જોવા કારણ જાર, ભણી મણી જાણી ઠણી ગણી ગુણી હીત હામ, જણી જણીની વારતા શુચિ શુચિ કરતી કામ ચાલ્યા ચતુરા ચમકતા ઝમ ઝમ વાજે નેર, ઘમ ઘમ વાજે ઘુઘરા, મદન તણી સમશેર. વાંકી વેણુ વાંસા તણી, ઉજવળ અંગ અનુપ; ગુણવંતી ગજ ગામીની શોભિત શુદ્ધ સ્વરૂપ, નિરક્ષણ કરતી નીસરી વિસરી નાકે નથ. મન માન્યું પર મંદીરે; વસે મનમથ, મદગળતી થઇ માનની જેમ અશાડે મેહ, સુગંધ તેલની વાસના, દીસે રૂડો દેહ, પોપટ ફેરે પાંજરે, ચાલી ચતુરા ચેત જુવતી જુહાર જુગતે કરે, હેડે આણી હેત મંદીર જોજે માહરૂં અમો રમવા જઇ રાત; ઇશ્વર ઇચ્છાથી આવશું પ્રહર ફુટે પ્રભાત, ભલે ભલેરે ભામ્યની. ભલાઈ કરો ભરપુર; સુખ સુરત સાગર તરી આવો ઉગમતે સુર મન માન્યું મારૂ હવે, જુગતે રમજો જાર જોખ કરો જઇ જામણી, સુખ સરજે સંસાર, વિનતા વહેલાં આવજો, તમ વિન સુનુ ધામ; ગુલાબરાવની ગોરડી, કરયું શુભ લેશે કામ. વૈદરભ દેશે વેવારીઓ, ગુલાબરાય ગુણ નિધ; ગુલાબ વહુ તેની ગોરડી, પરાક્રમ કરયું ;વીધ વીધ જારી કરવા તે ગઇ, જરે દીઠો નાહો વિજાર વિદ્યા એ શિખવું, ચતુરા ચિતમાં ચાહો પગ ખેંચી રહી પ્રેમદા; તું પોપટ મુજ ભ્રાત. સુણ શિખવ ગુલાબનો; વિસ્તારી કહે વાત શણગાર ઉતારો સુંદરી; બીનાં પેરો વસ્ત્ર પરઠો પધઉપરે; ડહાપણ શીખો દઇ કહ્યું કારે તેવું કરયું ગુણવતી રહી ગેહ, શુક સંભળાવે વારતા; નારી પ્રગટયો નેહ. ૧૮ (ચોપાઇ) વડુ ગામ એક વૈદરભ દેશ સુરસંઘ ત્યાં રાય નરેશ; વાસ વસે અઢાદશ વરણ, હરિ કયા સુણે નીત કરણ, વણિજ તેહ નગરમાં વસે, ધરમ મારગ ઉપર સહુ ધસે; નરભેરામ એક વિપ્રનો તન, મહા મનોહર મોટમ મન, મરત પામ્યો તો તેનો તાત. ચાંડીરાક

ઘેર ઘરડી માત; તેને તેહ કુંવારો પુત્ર, અહરઘાવટ ચાલે ઘરસુત્ર. નાહુકરો નર નીસંદેહ પીડ પ્રચંડ દેવાંશી દેહ; જાય નિત્ય ભીક્ષા કારણે, બળવંત અરથ તણે બારણે વોકી પાપને ચાવે પાન, રાગ રંગ કરે બહુ માન; એક નહી તેને ઉચાટ, નીત્ય નીશાએ માગે હાટ સો દોકડા નીત પેદા કરે, અહરનિશ આનંદે ફરે, જોબનવતો દિસે દેહ, વિનતા તણો ધણી છે તેહ. એક દીવસ ભીક્ષાએ ગયો. અહરથ તણે ઘેર ઉભો રહ્યો; કલ્યાણ કલ્યાણ કહ્યું ઘડી એક, જેમ તે વિપ્ર તણો વિવેક. આપી ભીખ તે લઇને વળ્યો, પોતા કેરે પંથે પળ્યો, બીજો મંદીર જોવા રહ્યો, ત્યાંતો એક તમાસો થયો. [illegible] તણું ઘરસુત્ર ગુલાબરાયજી તેનો પુત્ર, બહુવિધ કોટીધ્વજ કામ. મહાલક્ષ્મી વશે તે ઠામ. ગુલાબ વહુ તેની ઘરનાર, રૂપવંતી રંભા અવતાર, મહા મનોહર વે માનની, નહિ ભુતળ એની ભામની ચતુર વિદ્યા ચતુર ચોહરે. કમળ સરીખાં તેનાં નેન, સજ્યા સોળ અંગે સણગાર. અંબુજ મુકતાફળના હાર. નખ શીખ સોભાયમાન પ્રગટ પદમની ગુણ નિધાન ચંપક વરણાં પેર્યા ચીર. શોભે ઉજ્વળ સરવ શરીર માનવની મોટમે પદ્મી મુખ્ય, તરતીબ ત્રિભોતમાને ત્રુમ બેઠીતી મોહન માળીએ, ઝાંખીને જોયું જાળીએ, મોતી તણો પરોવે હાર, રંભારૂપ અનોપમ સાર, નીચુ ન્યાળે પ્રધિર પાસ ઉચુ જોયું [illegible] આભમંડળથી નિસરે ચંદ; જોતાં તો ફાટયું બ્રહ્માંડ; ભિક્ષુકનો ચમકારો થયો; દીઠી રામા ઉભો રહ્યો. જેવું હોય પુરણ પ્રતિ બિંબ. રૂપનિધાન રામા એ રંભ ઘડ ધનુષથી છુટયો બાણ, વેંધ્યા તે પંડિતના પ્રાણ; લાગ્યાં બાણ કટાક્ષના ઘણાં; મન અંકુર ફુટયાં તે તણાં પડિયો વિપ્ર તે મુરછાપાત વિનતા તે જાણે નહી વાત. વે તો તેના મરમાં માંહ વિપ્રને વધ તણી માંડી ગત થઇ. વિપ્રને વધ આવી

સહુ ભણે ગયા લોક તેના ઘર ભણે ડોશી પાસ પાડોશી આવ્યો તારો પુત્ર પ્રથ્વિપર પડ્યો; રોતાં કકળતાં ત્યાંહાં આવીયાં; ગોળીએ ધાલી લાવીયાં કો કેહ એને આવ્યો તાવ; કો કહે અન્ન ઉપર નહી ભાવ; કો કહે ડાયકણ વળગી દુત કો કહે ભારે વળગ્યું ભુત કો કહે વંસરને વશ હોય, કારણ કળી શકે નહી કોય કહી કાપડીને વરતીયા; ગણક ગારૂડી જે તરતીયા. જુવા બિલડાને ડાકલાં ચેટક ચીસો લઠ આકળા ઉતારયા અક્ષત ઉતાર; ઓસડ વેસડ અપરંપાર પ્રમ કરાવી પ્રસ્નોતરી જોવરાવી તે જન્મોતરી; કારણ દુખ પામે છે તેહ; રાંડી રાંડનો ચેલો તેહ; ન ખાય અન્ન ન પીયે નીર, ખારણ તેનું ન રહે ધીર; થાકયા વૈદને થાકયા જુરા; ઉપાય બતાવે જુજવા. નાડી માંહે ન મળે રોગ; જુઓ કરમ તણા સંજોગ. ઓસડ વેસડ શો ગુણ કરે; ચિત્ત તો તે ચિંતનીમાં ફરે. ૧૩

( દોહરા ) એક દીવસ એક માળણી, આવી મુકવા ફુલ, તે આગળ તે ડોશીએ, કહ્યું સુતનું શુળ કણજ કાજ કુંવર ગયો, ચટક વળગ્યું ત્યાંહ નથી ખાતો પીતો નથી. પોઢ્યો મંદીર માંય. માળણને માતા કહે, જુવતી જોવા જાય, દીઠો નીસાસો નાંખતો ચતુરાં ચીત્તમાં ચાય. એકાંત તેને ઉઠાડીયો, ધારણ દીધી ધીર, આસનવાસનાં અધિકરી, માળણે પાયું નીર મહારાજ મુને સાચું કહો, જે મન ધાર્યું હોય. તારૂ દુખ તે મેં લહ્યું. અન્ય ન જાણે કોય. માનની કોઈ મનમાં વશી; મારયું મોહનું બાણ, તેહ મળે તો જીવશો, નહિતર ખોશો પ્રાણ ગામ નામને ઠામ કહો, અકલ હોય તો આપ, તે તુજને નવ મેળવું બ્રહ્મહત્યાદીક પાપ, તુ સાચું બોલે નહિ તુજને પાપજ એહ અરસપરસ નર નારીપે, નિરમળ કીધો નેહ તન ઠેકાણે આવીયું. ભાખી મનની વાત. પગે લાગ્યો પ્રીતથી, હેતે જોડયા હાથ વાત કહી વિખ્યાત.

તણી. અથ છતી જે પેર, હું તો બીક્ષા કારણે ગયો ગ્રહસ્થને ઘેર, દેવરૂપ દેવાંગના, દાખી દેવાંથી દેહ. સુણ તું માતા માલણી તેહ શું પ્રગટયો નેહ, મોહબાણ વાગ્યું મને; ન રહી ધારણધીર પ્રથ્વી ઉપર હું પડયો શીથલ થયું શરીર, પ્રતીગ્ના કીધી પાડમાં; જો એ જુવતી જોઉ. નહીતર અન્ન પાણી તજું; વણ મોતે કાયા ખોઉ એ વાત કો માળણ કહે સાંભળો, શુળી પામુ તરત, તેહ મળે તો જીવિયે. એથ તરફથી મરત આપું મેળ. તે તું બામની, રીજ થકી એક રાત; મંદીર તેડાવું માહરે જીવો મોજમાં ખરો દેખાડું ખેલ તારા સમ હું તુજને નિશ્ચે કરી પોચાડું પ્રભાત સમ ખાઇ સંતોખીયો બહુ વિધ દીધો બોલ, જમાડયો જુગને કરી, વધાર્યું તેનું તોલ. વીસ દીવસનો વાયદો; કર્યો કામનીએ કેણ, રૂપી રીઝયો રહીયા વિષે સુણી વનીતાની વેણ ગુલાબરાયની ગોરડી બેઠી ખુબ નિધાન; જઇ છાબ આમળ ધરી માનનીદીધાંમાન ચોળી ગુથીતી ચોવિધે; ઓઢણી ગુંથી અમુલ્ય; સાડી ગુંથી શોભતી, સુગંધ જાયનાં ફુલ પછેડિ ગુંથી પુષ્પની પાથરણા કાજે પુર; ચરણીયો ગુંથ્યો ચોંતની નારીમાં બહુ નુર. પુષ્પ ચરણાને ચોળીઓ; પુષ્પ ઓઢણી અંગ પુષ્પ તળાઇ ત્રીવિધે, રામા રીઝી રંગ. નીત્ય જાય ત્યાં માલણી ભાવે લાવે એક; તન મન તુલ્ય તેનાં થયાં, ઠરાવ થયો એ ઠેક; માળણ કાંઇક આમ તું હેતે લાવે છે હાર, એક વારે કયમ મુકીએ, તારે આવે બાર. માળણ કહે સુણ માનની; તારૂ નીરમળ નામ. લેવા લાણુ આવી નથી; આવી કરવા કામ તારૂ દુખ છે ટાળવું તારા છે ઉચાટ; તારૂં સંકટ કાપવા આવી છું એ માટ કોટી લક્ષ વસી કહું; તારે પડવું નરક; જમ યાતના દેહલી. ઘણું તિવર એ ગરક; એ દુખ તારૂં ટાળવા; આવી છું એકાંત; પ્રતિગ્ના પોતે કરો; તો તો બાગુ ભ્રાંત

અચરજ પામી અતી ઘણું; પ્રીતે પ્રણમી પાવ; જાણી જમની જાતના કહેરે માળણ માય; પ્રતિજ્ઞા પાંચ પ્રકારની; કરાવી કરમની કેણ; વળવી વાત બ્રાહ્મણ તણી કહ્યાં વિસ્તારી વેણ. આવ્યો તારે બારણે દીઠ તમને દ્રષ્ટ; બાણ વાગ્યાં તુજ નેણના કાયામાં પામે કષ્ટ. કષ્ટ ધીરજ નવ રહ્યું; કરી પ્રતિજ્ઞા વરત; જુવતિ મળે તો જીવાશે આવ્યું માથે મરત; તેહ વાત જાણી અમો; મરશે પંડિત રાય; તો ગુણવંતી તુજને માથે હત્યા થાય; સમ ખાઈ સંતોખીઓ, અધીકી દીધી આશ; ખબર કહેવાને કારણે; આવીઓ તુજ પાસ. થોડામાં કહું છું ઘણું છોગી ચતુર સુજાણ; જીવે તુને મળ્યા પછી. નહીંતર છાંડે પ્રાણ કરજોડી કહે કામની; જાણે મારો કંથ કાન માંહ આળગાં કરે; ચતુર વિચારો ચંત. કારભાર જાતો રહે જાય જમરૂપી જોર; રૂપ રંગ જાતું રહે; જાય ટેકનો તોર માળણ કહે મહાદેવજી; રાખો રૂડી રીત; પરમ પુન્યને કારણે; કરો પંડીતશું પ્રીત. હું કહું તમે તેમ કરો; પ્રીત રીતની પેર; પીયરનું નામ લઈ પરવરો; ઘણા હેતથી ઘેર; સાસરેથી એમ કહી જજો; પીયર રહીશું રાત; પીતા ઘેર વાસો રહી આવીશું પ્રભાત. પીયરથી કહેજો જાઉં છું. છું મારે ઘેર માળણ કહે મુજ મંદીરે કરી આવો એ પેર; વીપ્રને કરીશું વાયદો રૂડો રાખી લાગ; લાગ લાગ ભેદે કરી; નહી લાગે તુજ ડાઘ સવારે જાજો સાસરે; કોઈ ન જાણે વાત, સાસુ સસરો સાસરે પીઅર માતને તાત; એમ કહ્યું તે માળણી દઈ લાખાં માન. એટલું જો કહ્યું કરો; દીધું જીવતદાન. કરી વાયદો તે વળી હા કહેવરાવી હેત; વળતું ત્યાં શું નીપજ્યું ચતુરા ચીતમાં ચેત પુરણ વાયદો પુનમે; કાન્યની સાથે કીત; તેડી લાવે તે વીપ્રને; દોસ પોતાનો દીધ. ડાહી જાત જુવતી સહુ. માળણ તેમાં ઘડ કોઈથી કામ થાયે નહી; શોભાવે તે સહ; ચતુરાએ ચેતાવીઓ; હાથે

આવજો આજ; કલોલથી ક્રીડા કરો; બેશ ઘરોમાં લાજ. ચારઘડી રાતે ચેતજો લાવજો અમૃત અહાર; સુખસારમાં ઝીલજો; અપરંપાર અપાર; પુરણ હરક્ષ મન પ્રગટીયા નર્ચેવાન નીરમાણુ માલણને મંદીર ગઇ સાંજવેળા સુજાણુ હાવભાવ કટાક્ષથી; હીંચે હીંચોળા ખાટ; પાન ચાવે દરપણ જુવે નીરખે વીપ્રની વાટ. પ્રેમદા જેવી પદમની; મોહન રૂપ જોબનવતી જર જોરેથી, ભાગ્યની બાર ઝુપ. તે સ્થાનક કઉતક થયું; તેહ વીખાણું વાત: માનની ગઇ માલણુ ઘેર; એક જામ ગઇ રાત બ્રાહ્મણ ભીક્ષા કારણે ગયો હું તો કહી ધાટ; એટલે પોતાની નાતના વીપ્ર જતાતા વાટ કહી બાઇ ક્યાં જાઓ છો; કોના લેવા છે દાન. પુછેછે શું પંડોતા; રાજદ્વાર જે ઠાર; ગ્રહણ દીવસ છે આજનો આપે સોનામોહોર ભણીગણીને ભાવથી; ભલા ભમેરા ભૂપ; મળી ત્યાં કાઝી મેદની રૂડા રૂપા જે રૂપ લોભી વીપ્ર લોભે પડ્યો લોભે લક્ષણુ જાય; લોભે તે લેવા ગયો; ધનને કારણુ ધાય; મોર આપે છે મહીપતી આપવા માંડી અઘ; વીસહજાર ત્યાં વીપ્ર છે; શોભા દીઠી સઘ આપ નાર અકળાઇ ગયા; દીઠું રૂડે દન ત્યાંય અરૂણોદય સહુને આપશું; ઘાલ્યા તાળા માંય; ડોશી ફેરો દીકરો દેહેરા માંહે દીધ, માલણુ ઘેર રહી માન્યની; કામ તેણે શું કીધું સવાપોર નીશા ગઇ; વીનતા જુવે છે વાટ; મુજ માટે મરતો હતો નાવ્યો તે શા માટ. માલણુ આગળ ભનતણી; કહી વીનતાએ વાત પુરૂષ વીના કયમ પરહશે; જાય થી રીતે રાત ઉઠય ઉઠય આદર કરી; લાયક પુરૂષ કો લાવ; તે સાથ રજની રમું એક ઘડીમાં લાવ્ય મોકલી તેણે માનની લેઇને તેની કેડ તંબોળીને હાટથી તરૂણ પુરૂષ તુ તેઓ, વાંકો ને વરણાગીયો, ચંચળ ચાતુર ચેન, ભામ્ય ચાળી રૂપ સમો, ઉપમા અધીકી એન ચાલી ચાતુરા ચમકતી, તંબોળીની દુકાન પોતાને ઘેર પ્રેમદા. પતી તેનો બે પાન, તેણે તેને

નવ ઓળખ્યો ચાતુર દીઠો ચંત પુરૂષ સમીપે પરવરી માલણ પ્રાટે પંથ બાદ ઝાલી બેલાવીયો. કરી પરાણે પ્રાન; મંદીર આવ તુ માહરે રમવા રૂડી રાત. જનમ સંબંધ જોઇ નથી, નહી શુણી હોય કાન; તે ભોગવવું ભાગ્યની મન સાથે તે માન પુરૂષ કહે સુણ પ્રેમદા, અમો સાહુકાર સુજાણ; કપટ કરે કદાચ તું તો તો પરઠે પ્રાણ જાણે પીતા જો માહરો જાણે નગરનો રાય; તો તો જાન જર જોબને, હાણ્ય હસારત થાય કોલ દીધો તે કામની, સમથા ખાધા સુમ; વચન વનીતાએ આપીઉં કહો માને નહીંરજમ. (ચોપાઇ)માળ-ણના મંદીરમાં ખાટ વીનતા બેઠી જુવે વાટ; કોઇ પુરૂષ આવે જો આંહી મોજ કરૂં હું મંદીર માંહે એમ વીચાર કરે જેટલે તેહ પુરૂષ આવ્યો તેટલે માળણ તો ઓળખતી નથી તેનો સ્વામી લાવી સર-વથી જો જો કરમતણી એ રતી પરસાટે આવ્યો નીજપતી દીપક જોત છે ઝાકઝમાળ; ભલા તીલક શોભે છે ભાળ રંગ તણો ચયો છે રોળ; શણગાર અંગે સજ્યા છે સોળ; મુખ બહોળાં તાતાં તંબોળ છુટા કંદપ કેશ કપોળ માનનીનો માંઠી મેડે ચઢયો. અચાનક આવી સેજે અડયો; કુશમતણી સજ્યા પાયરી ભોજન મુકયાં થાળજ ભરી કસ્તુરીનો કીધો છે લેપ બેક બરાસ ચોપડયા ચેપ; પુષ્પ ચોળી પેહેરી છે અંગ રાખી સાહેલી નહી કો સંગ ૧૨૧ ( દોહરો ) પોપટ કહે પરભાવતી કામની કેરો કંથ જુવતી જાર કરવા ગઇ ચતુર વીચારો ચંત શામા લાજ કયમ રાખશે; કયમ પતી લાગશે પાય; કયમ સતી શામા થશે; જાણો તો કહો જાય કરતાં વો સહુને સેહેલ છે; ભોગવતાં માહુ મરત જાણો તો મુજને કહો મળ બતાવો તરત શુક પ્રત્યે કહે સુંદરી એનો વાત અજાણ; ઉતર એનો નહી જડે; પ્રેમદા બોરી પ્રાણ મધરાતે માળણ મહે શીદ આવીતી

રંક બાજ ગમાવે લક્ષણા; દેશ ઝાઝો દંડ પક્ષી કહે સુણ પ્રેમદા જુવો વીજારી જાત વિજારી વિદ્યા હું શીખવું; રહો આજની રાત કોલ કીધો તે કામની ઉતાર્યા શણગાર. થી વિદ્યાએ ઉગરી. રહયો કેમ એનો બાર મેડે ચઢયો તે મલપતો કામનીએ દીઠો કંથ. આવતો ઓળખ્યો ઘરધણી; ચતુરા ચેતી ચત પડયો ધાસ્કો પેટમાં ઓલાય ગઇ તે આપ હવે મુખ કયમ દાખવું; કેવો દઉ જવાબ ઘુંઘટ વાળીયો ગોરડી નીચા ઢાળીયાં નેણ તે આપ સોડ તાણી તીહાં વદન ન બોલે વેણ સ્વામી બેઠો સેજ પર કરગરે આણી કોડ શામારી નથી બોલતાં જુવતી મારી જોડ માગો મુજ પાસે માન્યની વસ્ત્ર પરેણું ગરથ તુમો આ રજની રંગમાં સુખમાં થાઓ સમરથ તેડાવશું દાડી તને ભોગવશુ શુભ ભોગ લાડ લડાવુ લક્ષણા શુભ મળયો સંજોગ તાણશું વસ્ત્ર તે નરે સુતો પાસે સેજ; કાલાવાલા કરી કરગરે હેરે આણી હેજ પાન ચાવોરે પદમની; દેખાડો મુજ મુખ માંગો ગમે તે મુજ કને બાઝુ તારી ભુખ રામા આવી રંગમાં રોસ કરી બહુ રીસ ઉઠી અતી આક્રંદથી ભમર ચઢાવ્યું શીશ મારયો તમાચો મુખપરે ધણી મુખે દેતી ગાળ શામાસ પુત્ર શાહુકારના આવ્યા કરવા આળ દીન દીન તમને પુછતી; કયાં રહો છો રાત, મુજ આગળ મુકરી જતાં વીપરીત કહેતા વાત આજ પારખુ તાહરું; જોવા કારણ કીધ આવી હું માળણ ઘરે કેડ તમારી લીધ કપટ કરીને તેડીયા બાવી પહોંચ્યા તરત આપઘાત તો હું માથે મારું મરત. સસરા સાસુ આગળે વીસ્તારી કહું વાત પુછો તમારા પુત્રને, કિહાં રહયા તા રાત કહું મારા માબાપને કહું હાકયમ હજુર; આ રીત કેમ વેઠાયે ન રહે મુજમાં નુર. કહું નાત સમસ્તને કહું સહોદર સાથ એમાં અજર કરું નહી આવ્યો છો મુજ હાથ બીનો તે તો બાપડો હીડી પોતાની નાર એવું અચરજ

અતી ઘણું; વેદ ધરે વેવાર, એ નારી નીશ્ચે કહે જાણુશે માતને તાત દંડે દીવાન બહુ દોકડા વીપરીત થાએ વાત નાત બહાર કાઢે સદી માબાપ કહાડે બહાર વેવાર ધટે વેપારમાં ન થાય વણજ વેપાર વાંક નથી વીનતા તણો વડો છે મારો વાંક મુજ અપરાધ ક્ષમા કરો હું છું તારો રાંક કર જોડયા તે કથકે પ્રીતે લાગ્યો પાય સતી શીરોમણી સાધ તું જે જોઇએ તે માગ બાજા હંકે કલંક કુળ તુજ વીના કુળરાએ વેવાર જખમારી મે લક્ષ્કરાં હું અન્યા આકાર બલા બાપની દીકરી ક્ષમા કરો મુજ વાંકડું અનર્થયો મરદથી તે તો આડે આંક બ્યાજ થકી એવું કર બ્રહ્મહત્યાદીક પાપ બોળે મસ્તક મુકીયે માન્યની કરજે માફ હું અપરાધી તાહરો હું તો ગુનેગાર તું કુકુટ શીર માહરે નીર્મળ કુળની નાર પ્રીત ઘણેથી પ્રણમીયો રીઝવી રામા રંગ શોભે સ્વામીને સુંદરી શોભીત કાધો સંગ ખાનપાન ભોજન વિવિધ કર્યુ પોતે પ્રકાશ પ્રાતઃકાલે પરવર્યા હાટે બેસી વાસ કંચને તો કીકર કર્યા જેમ મુક્ષ ખરીદા દામ વિદ્યા એક વોજારીની આવડે તો કર આજ નહીતર નરતું દેખશો લાખેણી ખોશો લાજ શુક કહે સુણ સુંદરી વિદયા વિવેકના વાત કરગે ઓશીયાળો કંચને રંગ રમી ત્યાં રાત ૧૧૯ વાસણ વંઈ અંશ્રપત કરૂજી કુળ જશ જીત રખીયલ સુત સુણ રાજવી પુન્ય પદારથ પ્રીત એક કથા શુક બોતેરી અખીલ વિદયા એ પેર શામળભટ કહે સાંભળો જશવંત નર ઝવેર શ્રીગોડ ભાળવા વિપ્ર શુભ વેગનપુરમાં વાસ પીતાં પુરૂષોતમતણો કહે કવી શામળદાસ સુત શ્રી વીરેશ્વર તણો નાનાભટનો શીશ ઉપાસક અંબાતણો અહરનીશ પુજે ધણ શુભ રસનાએ સારદા કવી કહે છે કર જોડ શામળભટ કહે બોલજો જય જય શ્રી રણછોડ નવ કથા નોતમ વાંધી, વાણી વેદ વીલાસ; પીતા પુરૂષોતમ તણો કહે કવી શામળદાસ.

સમાપ્ત.

---


છપાવી પ્રસિદ્ધ કર્તા:-કાગઝી મહમુદ એન્ડ મહમદભાઇ.

ટાવરરોડ, અલાયાની વાડી સામે-સુરત.

શ્રી અનાવિલ બંધુ પ્રી. પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું

બરાનપુરી ભાગળ-સુરત.